# કાઉન્ટ ટોલ્સ્ટૉયની

## ટુંકી વાર્તાઓ.

સ્વ૦ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા બી. એ.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

સ્થલ. કાલબાદેવી રોડ-મુંબાઈ.

# દીર્ઘાયુષી શી રીતે થવાય.

ભાષાન્તર કરનાર

રા. બા. ગોવિન્દભાઈ હાથીભાઈ દેશાઇ.

બી. એ. એલ એલ. બી. મુખ્ય ન્યાયાધીશ,

વરિષ્ટ કોર્ટ—વડોદરા.

ત્રીજી આવૃત્તિ.

લાંબી અને સુખી જીંદગી ભોગવવી હોય તો વાંચો દીર્ઘ-
ચુષી શી રીતે થવાય ? રૂ. ૨-૦-૦
એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

બ્રીટીશ તેમજ દેશીરાજ્યે મંજુર કરેલી.

# કાઉન્ટ ટોલ્સ્ટૉયની
# ટુંકી વાર્તાઓ.



અનુવાદ કર્ત્તા.

સ્વ૦ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા બી. એ.

ઠે. આકાશેઠ કુવાની પોળ-અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

મેસર્સ. એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

સ્થલ. કાલબાદેવી રોડ-મુંબાઈ.



સંવત ૧૯૭૮. સને ૧૯૨૧.

આવૃત્તી ૩ જી. પ્રત ૩૦૦૦.



કીંમત રૂ. ૦-૮-૦

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.



નાટકો, નિબંધો નવલકથાઓ અને કાવ્યોમાં જીવનમા મ્હોટાં સિદ્ધાન્તો—આશયો અને અનુભવો સમજાવી શકાય છે ખરા, પરંતુ ન્હાની ન્હાની વાર્તાઓ જેટલા રસથી વંચાય છે ને સંભળાય છે. તેટલો રસ—તેટલો આનંદ ઘણીવાર નાટકો નિબંધો નવલકથાઓ કે કાવ્યોમાં હોતો નથી. ન્હાનાં બાલકોને પણ વાત સાંભળવાનો બહુ ચડસ હોય છે, અને રાત્રીયે સુતા પહેલાં ગામડાઓમાં હજી પણ વૃદ્ધ અને અનુભવીની આસપાસ વાત સાંભળવામાં તલ્લીન થયેલાં બાલકો યુવાનો ને વૃદ્ધો ટોળે મળી બેઠેલાં જોઈએ છીએ. લોકકથાની ખુબીજ એ છે. ઈસપનીતિ, હિતોપદેશ, પંચતંત્ર, ગુલીસ્તાનની લોકપ્રિયતા આટલાજ માટે છે. ન્હાની વાર્તાઓમાં સરળ ભાષાની સાથે સદ્બોધ એવો તો ગોઠવી શકાય છે કે જનસમાજને સુધારવા માટે જે કાર્ય મહાન્ વક્તાઓનાં ભાષણ, ધુરંધર લેખકોની નવલકથા કે નિબંધ અને સાધુસંતના ગૂઢબોધ કરી શકે છે.

તૃતીય પરિષદમાં મ્હારા અંગત મિત્ર રા. **ડાહ્યાભાઈ લક્ષ્મણે** ' ટુંકી વાર્તાનું રહસ્ય ' સમજાવ્યું હતું અને મ્હારા બીજા અંગત મિત્ર રા, **રામમોહનરાય જસવંતરાયે** પ્રથમ પરિષદમાં " લોકકથા " ઉપર સવિસ્તાર વિવેચન કર્યું હતું. ટુંકી વાર્તાઓ લખવાની

વૃત્તિ જાગી ત્યાં સ્નેહી ભાઇ **રણજીતરામ વાવાભાઇએ ટોલ્સ્ટો-યનું ક્રીઅંજ** પ્રેસનું દસબાર વર્તાનું પુસ્તક આપ્યું. આમાંની એક વાર્તા Where Love is, God is, " જ્યાં સ્નેહ ત્યાં ઇશ્વર " **સુંદરી** સુબોધમાં પ્રસિદ્ધ કરી અને What man live by. " ભીખો મોચી " મેઘનાદમાં પ્રસિદ્ધ કરી આ બન્ને વાર્તા પ્રસિદ્ધ થતાં વાંચકવર્ગ તરફથી એવીજ વાર્તાઓ લખવાનો મ્હને અત્યાગ્રહ થવા લાગ્યો. એટલામાં મુંબઇના સુપ્રસિદ્ધ દાનશીલ સુધારક શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાના ટોલ્સ્ટોયની વાર્તા જેમ બને તેમ વ્હેલી પ્રસિદ્ધ કરવા બેચાર પત્ર આવ્યા. વિશેષમાં મ્હારા પૂજ્ય સ્નેહી દયારામ ગીદુમલ હજી સુધી પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે ટોલ્સ્ટોયને ગુજરાતમાં સુવિદિત કરવા વારંવાર મ્હને કહ્યા કરે છે. આવી રીતે વૃત્તિ જાગૃત થતાં કાર્ય આરંભાયું અને મ્હારા સ્નેહી બંધુ કરસનદાસ ચિતલીયાની નિઃસ્વાર્થી સ્નેહાળ વૃત્તિ અને જન-સેવાબુદ્ધિના પરિણામે હું આ પુસ્તક ગુજરાતના વાચક સમક્ષ મુકવા સમર્થ થયો છું.

ટોલ્સ્ટોયનું સહજ સૂચન " સિતારનો શોખ " માં કરી ગયો છું. ટોલ્સ્ટોયનું જીવનચરિત્ર લખાય છે અને એ મહાત્માના જીવનનો અભ્યાસ થશે, વીસમી સદીના જગતના અગ્રગણ્ય મહાત્માના જીવ-નસિદ્ધન્તો સમજાશે, ત્યારેજ અનહદ આનંદ અને લાભ થશે એમ મ્હારૂં માનવું છે. કાઉન્ટ ટોલ્સ્ટોયનાં બીજાં પુસ્તકો તૈયાર છે ને તૈયાર થાય છે અને અનુકૂળતાએ પ્રસિદ્ધ કરવા ઉત્કટ ઇચ્છા છે.

ટોલ્સ્ટોયની ટુંકી વાર્તાનું એક પુસ્તક છે ત્હેમાં ત્રેવીસ વાતો છે. પરંતુ આ ઉપરાંત કેટલાક માસિકો અને છુટી વાર્તાઓ પણ મ્હારી નજરે આવી છે, તે સર્વનો અનુવાદ ગુજરાતીમાં કર્યો છે. ટોલ્સ્ટોયની વાર્તાઓ પૈકી આ પ્રથમ વિભાગ છે, તે ત્હેમાં છ વાર્તાઓનોજ સમાવેશ કર્યો છે. સો સો પાનાનું પુસ્તક બ્હાર પાડી જેમ અને તેમ સસ્તું કરવાની ઇચ્છાને લીધેજ અને પ્રતિકૂળતાને લીધેજ એક પુસ્તક આખું બ્હાર પાડી શકાયું નથી તે માટે વાચકવર્ગ ક્ષમા કરશે એવી આશા છે. આ વાર્તાઓના બીજા વિભાગ તૈયાર છે ને બનતી સવડે પ્રસિદ્ધ થશે.

માસિકોમાં, પત્રોમાં અને પુસ્તકરૂપે અનેક ટુંકી વાર્તાઓ ઓરીજીનલ કિંવા બંગાળી કે ઇંગ્રેજી વાર્તાના અનુવાદ રૂપે પ્રસિદ્ધ થઇ છે. એમાં સામાન્ય વસ્તુમાં પતિપત્નીના સ્નેહનો પરિપાક થતાં આવતી અગવડો, વિપત્તિઓ, સામાન્ય સામાજીક સિદ્ધાંતો અને એવુંજ કાંઇ હોય છે. ટોલ્સ્ટોયની વાર્તાઓમાં પૃથ્વી સ્વર્ગથી સંયોજાય છે, નિત્યના ન્હાના ન્હાના બનતા બનાવો દ્વારા કર્તવ્યનું, પ્રભુ-પ્રેમનું, ભાન કરાવે છે. ટોલ્સ્ટોયની વાર્તામાં પ્રેમલુબ્ધ યુવાન કે યુવતી વિરહ પીડાથી બળતી નથી, વ્હાલાં વ્હાલીનાં આવરણ આવતાં નથી, ભાવમય જીવનવૃત્તિને ઉત્તેજીત કરે એવા બનાવો આવતા નથી; પરંતુ સર્વત્ર અને સર્વદા નજરે પડતાં મનુષ્યોનાં દૈનિક જીવનોમાંથી ઇશ્વરનું, મંગલમય દયાધામ પ્રભુની આર્દ્રતાનું, સ્નેહનું ભાન કરાવે છે; અને જે કાર્ય ભક્તોનાં ગૂઢ ભજનો, ધર્મના અગમ્ય સૂત્રો, નથી

કરાવવાનું તે કાર્ય આ સરળ, સરસ ને રહસ્યવાળી વાર્તાઓ કરે છે અને ટોલ્સ્ટોયનો આ વાર્તા લખવાનો હેતુ પણ એજ છે. આ હેતુ ગુજરાતમાં યત્કિંચિત પણ સમજાય તો વાર્તાઓના અનુવાદ કરનાર ને પ્રસિદ્ધ કરનાર સંતુષ્ટ થશે.

ગીલ્બર વીલા–શાન્તાક્રુઝ.<br>ફાગણ વદ ૨ સં. ૧૯૭૨

ભોગીન્દ્રરાવ આર. દિવેટીયા.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ગુજરાતમાં કાઉન્ટ ટોલ્સ્ટોય આટલો બધો લોકપ્રિય થશે, એના વિચારો, એનું અભ્યુદય જીવન, આપણા સંસારમાં અતિ પ્રિય થશે, એમ મ્હેં ધાર્યું નહોતું. પરન્તુ આ પુસ્તક પ્રસિદ્ધ થતાં બાલકો તેમજ વૃદ્ધો, યુનિવર્સીટીની ઉપાધિવાળા વિદ્વાનો અને સામાન્ય વ્યાપારી વર્ગ, નવીન સમાજમાં ફરતી યુવતિઓ તેમજ મંદિરે મંદિરે જતી આર્યસ્ત્રીઓને આ પુસ્તક બોધક રસિક અને ઉપયોગી લાગ્યું અને લેખકને અભિનંદન પત્રો આવવા લાગ્યા. બ્રીટીશ અને દેશી રાજ્યના કેળવણી ખાતામાં સત્કાર મળ્યો. ટોલ્સ્ટોયનાં બીજાં પુસ્તકોની માગણી થઇ અને પરિણામે સિતારનો શોખ ચમેલી વગેરે તૈયાર થયાં. આ મહાત્માની જીવનરેખા તૈયાર થઇ ગઈ છે અને ગુજરાતમાં એનો યોગ્ય સત્કાર થશે એવી ખાત્રી છે. ટોલ્સ્ટોયની ટુંકી વાર્તાનો બીજો ભાગ, બાકીની તમામ ટુંકી વાર્તા છપાય છે અને ટુંક સમયમાં વાચકવર્ગ સન્મુખ મૂકી શકીશ. યુદ્ધના પ્રસંગે પ્રેસ અને કાગળોની મુશ્કેલીથીજ વિલમ્બ થયો છે ને થાય છે. આમ છતાં મ્હારા સમાજબન્ધુ રા. રા. શંકરરાવે કેટલીક અંગત મુશ્કેલીઓ વેઠીને પણ પુસ્તક વ્હેલું તૈયાર કરી આપવા તજવીજ કરી છે તે માટે એમનો ઉપકાર માનવો યોગ્યજ છે. અને તેની સાથે આ પુસ્તક વ્હેલું પ્રસિદ્ધ કરવા માટે સહાનુભૂતિ દર્શાવનાર મેસર્સ ત્રિપાઠી કંપનીનો પણ આભાર માનવો જોઇએ.

વીલર વીલા–શાન્તાક્રુઝ.<br>
તા. ૨૧–૪–૧૬

ભોગીન્દ્રરાવ આર. દિવેટીયા.

# અનુક્રમણિકા.



# ટૉલ્સ્ટૉયની ટુંકી વાર્તાઓ.

## રજનું ગજ.

ધંધુકાની ધર્મશાળા પાસે એક ન્હાના ઘરમાં ગીરધર નામનો એક કણબી રહેતો હતો; ત્હેના ઉપર ઈશ્વરની કૃપા હતી; શરીરસંપત્ત પણ સારી હતી અને તે આખા ગામમાં આબરૂદાર ગણાતો. એને ત્રણ પુત્રો હતા; આમાંનો એક પરણેલો હતો, બીજો પરણવાનો હતો, અને ત્રીજો ન્હાનો હતો. ગીરધરની વહુ જમની હોંશીયાર અને કરકસરવાળી હતી અને છોકરાની વહુ શાન્ત અને મહેનતુ હતી. ઘરની અંદર કાંઈપણ કામ ન કરી શકે એવો માત્ર ગીરધરનો વૃદ્ધ પિતા હતો. એને આજ પંદર વર્ષથી દમનો આજાર હતો. ઘર આગળ ઢુઝણું હતું; સ્ત્રીઓ ઘરકામ ઉપરાંત શીવવાનું કામ કરતી. ગીરધર આનંદમાં—સુખમાં રહી શકયો હત, પણ એનો શાખપાડોશી ખેમો એના સુખમાં કાંટારૂપ હતો. ખેમો અને ગીરધર એક બીજાને ધિક્કારતા હતા. ખેમા અને ગીરધરના બાપના વખતમાં ત્હેમને દુશ્મનાવટ નહોતી, પણ એથી ઉલટું એક કુટુમ્બને સોય, તાજવાં, લોટ કે કાંઈ જોયતું, તો

બીજા કુટુમ્બમાંથી લઈ આવતા. ખેમાની ગાય કે ભેંશ ગીરધરના ઘરમાં પેસતી તો ત્હેને મારતા કે પુરતા નહિ પણ સંભાળીને પાછી સોંપી આવતા. પણ ખેમા અને ગીરધરના વખતમાં બધું ફરી ગયું, અને આ બધું રજમાંથી ગજ થયું.

એક દિવસ ખેમાના ઘરમાંથી ગીરધરને ત્યાં વાડકા લેવા માણુસ આવ્યું. ગીરધરના દીકરાની વહુએ ચાર વાડકા આપ્યા. ખેમાને ત્યાં કામ થઇ રહ્યું એટલે વાડકા પાછા આપ્યા, પણ ચારને બદલે ત્રણ આવ્યા. આમાં ખેમાના કુટુમ્બની બદદાનત નહોતી, પણ એક વાડકામાં ભરેલું હતું એટલે પછીથી આપીશું એમ તેઓએ ધાર્યું હતું. ગીરધરને ત્યાંથી પણ કોઈ બોલ્યું નહોતું. દિવસ ઉપર દિવસ ગયા ને વાત વિસારે પડી. ખેમાનું કુટુમ્બ ભૂલી ગયું અને વાડકો આડો અવળો મુકાઇ ગયેલો હોવાથી સાંભર્યો નહિ. ગીરધરના મ્હોટા છોકરાની વહુ વાડકો લેવા ગઇ. બે ઘરની સ્ત્રીઓ વચ્ચે તકરાર ચાલી. એક કહે આપ્યો છે અને બીજી કહે નથી આપ્યો. વાત વધી પડી. સ્હામસ્હામા મેણાંટુણાં દેવાયાં; ગીરધરની સ્ત્રી કુવેથી પાણી ભરી આવતી હતી તે પણ લડાઇમાં દાખલ થઈ. માથા ઉપરના બેડાનો ભાર લડાઈમાં લાગ્યોજ નહી. ખેમાની વહુએ તો લાંબા લાંબા હાથ કરી ઘમસાણ મચાવી મૂકી. જયાં લડાઇ-વાગ્યુદ્ધ ચાલ્યું એટલે પુછવુંજ

શું ! કાંઇ કાંઈનાં સંભારી છુટે મ્હોંયે ગાળો દેવાવા લાગી; એટલી કાગારોળ થઇ ગઇ કે રસ્તામાં લોકો ભેગા થયા. "તું આવી" "ત્હારો ભાઇ આવો" "ત્હારૂં સત્યાનાશ જાય!" વગેરે વચનો તો સાધારણ હતાં. વાપરવા આપેલી વસ્તુઓ, એક બીજાને ત્યાં છોકરાં ખાઈ ગયેલાં તે, સર્વ સંભારી સંભારીને કહેવામાં આવ્યું. એટલુંજ નહિ પણ બન્ને પક્ષ વચ્ચે ગાળાગાળીની સાથે મારામારી પણ શરૂ થઇ. ખેમો જે ખેતરમાંથી આવતો હતો તે પોતાની સ્ત્રીની મદદે ગયો અને ગીરધરને ખબર મળતાંજ તે દોડીને હાજર થયો. ગીરધર શરીરે મજબૂત અને કદાવર હતો તેથી તેણે ચોટલી પકડી ખેમાને હેઠળ નાંખ્યો; આખરે લોકોએ બન્નેને માંડ માંડ છુટા પાડયા. ખેમાની ચોટલીના કેટલાક વાળ તુટી ગયા હતા તે કાગળમાં વીંટાળી ખેમાએ 'લોકો ઉખેડી નાંખે એટલા માટે કાંઇ વાળ ઉગાડયા નથી !' એમ બબડતો ફરીયાદ નોંધાવી. કચેરીમાં માંડવાલ કરવામાં આવી; પણ ખેમાની સ્ત્રી આડોશીપાડોશીને કહ્યા કરતી કે "જો ગીરધર નરમ થયો ન હત તો કેદમાં જાત કેદમાં !!"

ગીરધરના પિતાએ એકવાર કહ્યું હતું કે:—"વાડકા જેવી નજીવી ચીજમાંથી આટલી મ્હોટી લ્હડાઇ થઇ. એ કેવું ખરાબ! એક વાડકો ગયો તેમાં શું થયું! ઇશ્વરે આપણને બહુ આપ્યું છે. એમણે ગાળ દીધી તો ભલે એ

ખુશી થયાં. જાઓ જઇને માફી માગો એટલે આટલેથી પતે. પણ થાય એવા થશો તો વાત વધી પડશે!" પણ છોકરાંને જુવાનીનું લોહી ઉછળતું હોય, પૈસા હોય, પછી કોની તમા રાખે! છોકરા ન સ્હમજ્યા. "શું અમે માફી માગીએ? વાડકો ને વાડકો ગયો, ગાળો ખાધી ને વળી માફી માગીએ! કદી નહી." આ પ્રમાણે બન્ને કુટુમ્બમાં કલેશ વધ્યો. એક બીજા પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો. કુવા કાંઠે, ખેતરમાં, નાતજાતમાં બે કુટુમ્બનાં માણસો મળ્યાં કે લ્હડાઇ જાગતી. આ બે કુટુમ્બનો કેસ કાંઇને કાંઇ કારણસર કચેરીમાં હોયજ. કોઈ વખત ગીરધરનો દંડ થતો તો કોઇ વખત ખેમાનો દંડ થતો; મારામારીના કેસમાં બન્નેને કેટલોક વખત કેદમાં જવું પડતું. છતાં બન્ને કુટુમ્બ એવાં ને એવાંજ વિરોધી રહેતાં. આમ વર્ષો વહી ગયાં. એક દિવસ ગામમાં લગ્ન હતાં તે વખતે ગીરધરના છોકરાની વહુ બે ચાર જણને મોઢે ખેમો વાછરડી ચોરી ગયો એમ બોલી. ખેમાએ તે દિવસે દારૂ પીધો હતો અને તેવી સ્થિતિમાં આ સાંભળ્યું; સાંભળતાંની સાથેજ ગુસ્સે થયો અને વરઘોડામાંજ ગીરધરના છોકરાની વહુને એવી મારી કે આઠ દિવસ સુધી ખાટલે પડી. વહુને દહાડા હતા; ગીરધરે આ બનાવથી ઠીક બીજો પ્રસંગ મળ્યો એમ માની ફરીયાદ કરી. આ ફેરીએ તો છુટવાનોજ નથી એવી એને ખાત્રી હતી; પણ ગીરધર નિરાશ થયો. કચેરીમાં મારની નિશાની

જણાઇ નહિ એટલે ખેમાને ઠપકો આપી છોડી મૂકવામાં આવ્યો. ગીરધરે અપીલ કરી, કલાર્કોને ખુશી કર્યા અને ઉપલી કોર્ટમાં ખેમાને ફટકાની સજા થઈ. સજાનો ઠરાવ સાંભળતાંજ ગીરધરના આનંદનો પાર ન રહ્યો. ખેમો તો એટલો ચ્હીડાયો હતો કે જ્યારે સિપાઈઓ ફટકા મારવા લઇ ગયા ત્યારે બોલી ઉઠયો કે " ઠીક છે બચ્ચા ! ફટકાથી મારી ચામડી બળશે પણ યાદ રાખજે, સંભાળજે, ત્હારૂં બધું બાળી નાંખું ત્યારે ખરો." ગીરધરે જજ પાસે જઈ ખેમાના શબ્દો કહ્યા. જજે ખેમાને બોલાવી ધમકાવ્યો, પણ ખેમાને જરાએ અસર થઈ નહિ; ઉડતો બબડતો ફફડતો ગયો. જજને પણ એમ થયું કે આ ભયંકર માણસ છે. એક વૃદ્ધ પુરૂષે બન્નેને સ્હમજાવવા માંડયા " ભાઈ ! હું તમને ખરી સલાહ આપું છું. કચેરીએ ચ્હડવાથી કાંઈ લાભ નથી. વેર ઓછું થવાને બદલે વધે છે. ખેમા ! સગર્ભા સ્ત્રીને મારી તે શું ઠીક કર્યું હતું ! ઈશ્વરે જે કર્યું તે સારૂં કર્યું, નહિ તો શું થાત ! જા જઈને ગીરધરની માફી માગ, એ આપશે. અમે સ્હમજાવીશું." કચેરીના કલાર્કોએ આ સાંભળ્યું અને એક વખત ઠરાવ થઈ ગયા પછી કાંઇ ફેરફાર ન થાય એમ તેઓ કહેવા લાગ્યા. વકીલોએ તો એમજ કહ્યું કે કચેરી સિવાય આવી લ્હડાઈઓ ઘર મેળે પતીજ શકે નહિ. કલાર્કોને લાંચ અને વકીલને ફી જાય તે કેમ ગમે !

ખેમો—હું માફી માગું ! મ્હને પચાસ વર્ષ થયાં છે. મ્હારે ઘેર છોકરો, છોકરાની વહુ ફરે છે. મ્હારી જીંદગીમાં ફટકાની સજા ખમી નથી. ગીરધરીયાએ આ સ્થિતિમાં મૂકયો છે. હવે એની માફી ! અરે એને જોઇ લઈશ જોઈ ! આટલું બોલી ખેમો બહાર ગયો.

ગીરધર રાત્રે ઘેર આવ્યો. સ્ત્રીવર્ગ વાડામાં ઢોરને બાંધતો હતો. ગીરધર પાટ ઉપર બેસી હોકો પીતાં પીતાં વિચારમાં પડયો. તેને ખેમાનાજ વિચાર થતા હતા. " જ્યારે જજે શિક્ષા ફરમાવી ત્યારે તે કેવો ધોળી પુણી જેવો થયો હતો ! ત્હેના અંતઃકરણમાં કેટલું દુઃખ થયું હશે ! એની જગાએ હું હત તો મ્હારી કેવી સ્થિતિ થાત ! " એ વિચાર થતાંની સાથેજ ગીરધર પ્હેલવ્હેલોજ ખેમા માટે દીલગીર થયો. ગીરધરનો પિતા એક ખુણામાં ખાટલામાં પડયો હતો. તેને ઉધાન ચ્હડયું ને ઉધરસ ખાવા લાગ્યો. ગીરધર પિતાની પાસે ગયો અને એને વાંસે હાથ ફેરવવા લાગ્યો. જરાક શાન્તિ વળ્યા પછી ત્હેના પિતાએ ગીરધરને પૂછયું " શું ત્હેને શિક્ષા થઈ ! "

" હા ! વીસ ફટકા મારવાનો હુકમ થયો છે."

તે વૃદ્ધે નારાજીથી માથું હલાવ્યું અને કહ્યું " ગીરધર ! તું બહુજ ખોટું કરે છે. એને નુકસાન થતું નથી પણ ત્હારી જાતને થાય છે. ત્હેને માર પડશે એટલે ત્હને શાન્તિ થશે ખરૂંને ? "

" તે એવું કામ ફરીને નહિ કરે. "

" એણે શું કર્યું છે ? "

" શું કર્યું છે ? ત્હેણે બિચારીને મારી એટલુંજ નહિ પણ તે વળી આપણું ઘર બાળી નાંખવાની ધમકી આપે છે. શું હું એની પાસે જાઉં અને આ વિચાર માટે ઉપકારની લાગણી દર્શાવું ? "

તે વૃદ્ધે નિશ્વાસ નાંખ્યો અને બોલ્યો " ગીરધર ! તું દુનિયામાં હરી ફરી શકે છે ને હું તો ખાટલે પડયો છું, એટલે તું ત્હારા મનથી ડાહ્યો માને છે. ભાઇ ! તું વેરની લાગણીથી અંધ થયો છું; બીજાના દોષો ત્હારી નજર આગળ તરી આવે છે, પણ ત્હારા પોતાના દોષો તું દેખી શકતો નથી. તે ખોટું કરે છે અને તું કાંઇ નથી કરતો ! જો કોઇ માણુસ એકલોજ ખોટું કરતો હત તો દુનિયામાં આટલાં પાપો ન થાત. પાપ એક હાથે નથી થતું. બે માણસો શિવાય પાપ ઉદ્ભવતુંજ નથી. જેટલી સ્હેલાઇથી તું એની ભૂલો જોઈ શકે છે, તેટલી સ્હેલાઈથી તું ત્હારી ભૂલો જોઈ શકતો નથી. જો તું સારો હત, ત્હારામાં વૈરબુદ્ધિ ઉત્પન્ન થઇ ન હોત અને એ એકલોજ દુષ્ટ રહ્યો હત તો આ સ્થિતિ ન આવત. કચેરીમાં વારંવાર કોણ ગયું હતું ? એને તો ત્હેં કોઇ વખત માર્યોજ નહિ હોય કેમ ! તું જાતેજ ખરાબ રીતે વર્તે છે ને બીજાના દોષ કાઢે છે. મ્હેં તને આવો થવા ક્યારે શીખવ્યું હતું ? અ-

મારા વખતમાં તો એના બાપની સાથે મ્હારે કેટલી બધી મિત્રતા હતી ! અટામણ ન હોય તો અમે લઇ આવતાં; સ્હેજ ખાવાનુ હોય તો છોકરાંને બોલાવતાં. તું પણ એવી રીતે રહી શકયો હોત. પણ ઉલટું તું ત્હારા વર્તનથી છોકરાંને લ્હડતાં, કજીયા કરતાં શિખવે છે. પરમ દિવસજ ત્હારો છોકરો એમાને ગાળો દેતો હતો અને ત્હારી વહુ ગાળો સાંભળી રાજી થતી હતી. શું એ ઠીક થાય છે ! ત્હારા આત્માનો તો વિચાર કર ! તું એક શબ્દ કહે ત્હેના બે સાંભળે છે. એક તમાચો મારે ત્યાં બે પડે છે. કોઈ પણ માણસ ગાળ દે તો ચુપ રહેવાથી ત્હેને મનમાં ગ્લાની થાય છે. મહાત્માઓ કહી ગયા છે કે અવગુણના ઉપર ગુણ કરવો. સર્વના ઉપર સ્નેહ રાખવો; જે આપણા ઉપર સ્નેહ રાખે ત્હેને જરા પણ દીલગીર થવા ન દેવો. ત્હેને માટે આપણો પ્રાણ આપવો, ત્હેને સંતોખવો, ત્હેના સ્નેહનો બદલો આપવો; કારણ સ્નેહ એજ ઇશ્વરી પ્રેમ છે. જે આપણું ભૂંડુ બોલે, જે આપણા ખોટામાં રાજી હોય, ત્હેના પ્રત્યે વૈર રાખવું એ હલકાઇ છે. " દે ઉસકા બી ભલા ન દે ઉસકા બી ભલા " એમ આપણા ફળીયામાં ફરતો ફકીર કહે છે-તે બરાબર છે. બોલ! હું ખોટું કહું છું ! " ગીરધર મુગોજ રહ્યો. વળી ઉધરસ બેઠી એટલે વૃદ્ધે શરૂ કર્યું. " શું ઇશ્વર-મહર્ષિઓ ખોટું કહે છે ! આપણા હિતમાંજ એ રાજી છે. ત્હારા ઐહિક જીવનનો

વિચાર કર. કચેરીમાં લ્હડવામાં, એને નુકશાન કરવામાં કેટલા પૈસા ખોયા ? કેટલો વખત બગાડયો ? કેટલી ચિન્તા કરી ? ત્હેનો વિચાર કર. આ બધું શા માટે ! માત્ર અભિમાનને લીધેજ. " શું હું એમાને જઇ મળું ? હું દીલગીરી બતાવું ? " એમ કહી ટેક બતાવે છે, પણ શાન્ત ચિત્તે ધંધો રોજગાર કરવાને બદલે કચેરીમાં ધક્કા ખાવા, કલાર્ક ને બેલીફોનાં અપમાન ખમવાં સારાં લાગે છે ! જયારથી લ્હડાઇ શરૂ થઇ ત્યારથી ખેતર કે રોજગાર ઉપર ધ્યાન અપાતું નથી અને કમાઇ ઓછી થઈ ને ખરચ વધ્યું છે. માત્ર ઇશ્વરને ખાતર, વૈરવૃત્તિ શાન્ત કર. સ્નેહવૃત્તિ સતેજ કર. સ્નેહવૃત્તિની અદ્ભુત શક્તિ છે. મન સંતુષ્ટ રહેશે અને આનંદ અવિચ્છિન્ન રહેશે. "

ગીરધરે ઉત્તરજ ન આપ્યો.

" ગીરધર ! સાંભળ ! આવો કયાંથી થયો ! હવે મ્હારા દિવસ ભરાઈ આવ્યા છે. જા કચેરીમાં જા અને વ્હાણું વાય તે પહેલાં બધી ગોઠવણ કર. આવતી કાલ ધનતેરશ છે. એ શુભ દિવસે એમાને બોલાવી આપણે ત્યાં જમાડ, છોકરાંને પણ બોલાવ અને ટંટો પતાવ. "

ગીરધરે નિશ્વાસ નાંખ્યો અને વિચાર્યું " મ્હારો પિતા ખરૂં કહે છે. " એનું અંતઃકરણ કાંક હલકું થયું પણ લ્હડાઇ શી રીતે પતાવવી ત્હેની ત્હેને સુજ ન પડી.

વૃદ્ધે ગીરધરના મનમાં શું થતું હતું તે જાણ્યું અને બોલ્યોઃ–" ગીરધર ! જા વિલંબ ન કર ! સળગતા પહેલાં જ ઓલવ; નહિ તો આગ ભારે થઇ પડશે. " વૃદ્ધ આગળ બોલવા જતો હતો ત્યાં સ્ત્રીમંડળ દાખલ થયું. ખેમાને શિક્ષા થઈ હતી ત્હેની ખબર એમને મળી હતી અને ઘરમાં આનંદ છવાયો હતો. ખેમાએ ઘર સળગાવવાની ધમકી આપી હતી તે સાંભળી હતી, ત્હેમાં ગામગપે વધારો કર્યો હતો અને ગીરધરના ઘરની સ્ત્રીઓએ ખેમાના કુટુમ્બ સાથે લડ્ડાઈ માંડી હતી. ખેમાના છોકરાની વહુ કહેતી હતી કે ન્યાયાધીશ એમની તરફ છે. નિશાળના માસ્તર પાસે કલેકટરને અરજી કરાવી છે અને હવે કચેરીમાં જવું પડશે તો ગીરધરને સખ્ત શિક્ષા થશે. ગીરધરે આ સાંભળ્યું, અને ત્હેના વિચારો ફરી ગયા. " હવે સલાહ શી ! " એમ થયું. ગીરધર ઉભો થયો, ઘર બ્હાર ગયો અને વાડામાં દાખલ થયો. કામ પુરૂ થયા પછી પાછો આવ્યો; લોકો સૂઈ જવાની તૈયારીમાં હતા; ગીરધરે ઢોરને ઘાસ નાંખી અને ઘરના બારણે સાંકળ વાસી. સાંકળ વાસતો હતો ત્યાં ખેમો કોઇની સાથે વાત કરતો હોય એમ લાગ્યું. " ઠીક છે ! હું જોઇ લઈશ ! મારી ન નાંખું તો મારૂં નામ ખેમો નહિ " આ શબ્દ સાંભળતાંજ વૈરાગ્નિ પ્રજ્વલિત થયો. દૃઢતાથી માથું હલાવ્યું અને ઘરમાં દાખલ થયો. દીવો બળતો હતો; છોકરાની વહુ એક બાજુ શીવતી

હતી; અને ત્હેની સ્ત્રી રાંધતી હતી; મ્હોટો છોકરો ચોપડા તપાસતો હતો અને ન્હાનો છોકરો દીવેલને ઝાંખે દિવે વાંચતો હતો.

જો ખેમાનો કાંટો ન હોત તો ગીરધર સર્વ રીતે સુખી હતો. ગીરધરની શાન્તિ જતી રહી હતી; મગજ ઘૂમતું હતું; દૂધ બિલાડી પી ગઇ માટે સ્ત્રી ઉપર ગુસ્સે થયો; પાટલો ઉભો મુકયો હતો તે માટે વહુને લ્હડયો; ખડીયો ઢોળાયો માટે છોકરાને લપડાક લગાવી દીધી અને હિસાબનું સરવૈયું હજી સૂધી કહાડયું નહોતું માટે મ્હોટા છોકરાને પણ બે અક્ષર સંભળાવ્યા. ગીરધર ખાટલામાં પડયો; આકાશમાંના તારા ગણવા લાગ્યો; ટાઢા પવને, પડોશમાં થતાં ભજને પણ ગીરધરનું મગજ શાન્ત ન કર્યું. ખેમાના છેલ્લા શબ્દે ત્હેના રૂવે રૂવે અગ્નિ સળગાવ્યો હતો. ગીરધરને આજ ખાવાનું પણ ન ભાવ્યું. બે કોળીયા ખાધા ન ખાધા કરી ઉભો થયો અને ઘર બ્હાર નીકળ્યો. મ્હોટા છોકરાએ કયાં જાઓછો એમ પૂછયું પણ ઉત્તર ન મળ્યો. ન્હાનો છોકરો ગામમાં ગયો. ગીરધર એકલો બ્હાર ઉભો રહ્યો અને ખેમાના શબ્દના ભણકારા કાનમાં વાગવા લાગ્યા.

“ ખેમો મ્હારૂં ઘર બાળી પોતાનું શું થશે ત્હેની દરકાર નહિ રાખે; મ્હેં સંભાળ રાખી છે પણ તે છતાં પાછળથી વંડો કુદી સૂકી ઘાસ સળગાવી દે તો ! કોણે

સળગાવ્યું તે શી રીતે સાબીત થાય ? જો હું પકડી શકું તો જ મઝા પડે." એ વિચારમાં ગીરધર એટલો લીન થયો હતો કે ઘરમાં જવાને બદલે આગળ ચાલ્યો. "મ્હને પાછળ જવા દે, કોણ જાણે ત્યાં ભરાયો હોય તો !" એમ બોલી ગીરધર ઘરના પાછલા ભાગ તરફ વળ્યો, ત્યાં દૂરથી કોઇને દોડી જતાં જોયો. ગીરધર શાન્ત ઉભો રહ્યો; લોક ઉંઘી ગયા હતા, પડોશના ઝાડમાં વખતોવખત પક્ષીઓનો ખખડાટ થતો હતો.

"એ તો ભ્રાન્તિજ, કોઇ નથી" એમ કહી ગીરધર ચોગરદમ જોવા લાગ્યો. ઘરના ખૂણા પાસે આવ્યો ત્યાં વાડામાં કાંક ચળકાટ જોતાંજ ગીરધરનું હૃદય ધડકવા લાગ્યું અને ત્યાં સ્તબ્ધ ઉભો રહ્યો. તે ધીરે રહીને જૂવે છે તો એક માણુસ હાથમાં સળગતો પૂળો લઇ વાડામાંનું ઘાસ સળગાવતો તેણે દીઠો. આ નજરે પડતાંજ ગીરધર દોડયો. "પકડાયો છે ! હું તેને પકડીશ." એમ કહેતાં જેવો તે જગાએ પહોંચે છે ત્યાં તો ભડકો થયો અને ત્હેના પ્રકાશમાં ખેમાને ઉભેલો તેણે જોયો. જોતાંજ તે બોલ્યો "આ ફેરી ત્હને જવા ન દઉં" પણ ગીરધરના આ શબ્દ સાંભળતાંજ ખેમો નાઠો. ગીરધરે ખેમાને ગળા આગળ પ્હેરણથી પકડયો પણ ખેમો જોર કરી છૂટી ગયો. ગીરધર દોડતાં પડયો અને 'ચોર' 'ચોર' ની બૂમ પાડી ઉભો થઈ ખેમાની પાછળ પડયો. ખેમો પોતાના ઘરના બારણા પાસે

પહોચ્યો ત્યાં ગીરધર આવી પહોચ્યો; અને જેવો ખેમાને પકડવા જાય છે, ત્યાં ત્હેના માથા સાથે કાંક કઠણ વસ્તુ જોરથી અથડાઇ. ખેમાએ ત્યાં પડેલો લોખંડનો સળીઓ ઉપાડી ગીરધરના માથામાં માર્યો હતો, ગીરધર પાછો હઠયો. ત્હેને તમ્મર આવ્યા એની આંખ આગળ અગ્નિ ઝરતો હોય એમ ભાસ્યું. જ્યારે કાંક ભાન આવ્યું ત્યારે ખેમો કે કોઇ ત્યાં નહોતું; પણ ગીરધર એકલો જ હતો. પાછળ જુવે છે તો ઘોંઘાટ, બૂમાબૂમ થતી હતી. લોકો આમ તેમ દોડતા હતા; 'લ્હાય, લ્હાય' ની બુમો સંભળાતી હતી. ગીરધરના પોતાના જ વાડાની ગંજી સળગી હતી અને ઘરનું છાપરૂં અગ્નિએ ઝાલ્યું હતું; પવન સુસવાટાભેર વાતો હતો અને ઘાસના તણખા ચોગરદમ ઉડી આસપાસના ઘરવાળાના હૃદયમાં ત્રાસ આપતા હતા. આ ભયાનક દેખાવથી ગીરધર નાશીપાસ થયો ને કપાળે હાથ દઈ બોલ્યો "હે પ્રભુ! ત્હેં આ શું કર્યું! ખેમાને પકડવાને બદલે એણે મુકેલું ઘાસનું પુળીયું જ મેં ખેચ્યું હત, ને તે જ વખતે ઓલવી નાંખ્યું હત, તો કેવું સારૂં થાત?" એ આગળ બોલત્રા જતો હતો પણ બોલી જ શકયો નહિ. ત્હેણે દોડવાનો યત્ન કર્યો પણ ત્હેના પગ જ હાલ્યા નહિ. આકુળવ્યાકુળ થયો, માથું ભમવા લાગ્યું. છેવટે જ્યારે તે વાડા તરફ ગયો ત્યારે ગંજીઓ બળી ગઇ હતી અને ઘરનાં બારીબારણાં સળગતાં હતાં. તાપ એટલો સખ્ત લાગતો હતો કે ઘરનો સામાન,

ઘરમાં માણુસો હોય તો તે, શી રીતે બચાવવાં ત્હેની સ્હમજણ કોઇને પડી નહિ. આખા ગામના લોક તેમજ પોલીસ, હાજર થયા હતા, ઘરની આસપાસ ફરતા હતા, ધુળ, ઇંટ, નેવાં નાંખતા હતા, પણ આગ કાબુમાં આવતી નહોતી. આડોશી પાડોશીઓ પોતપોતાનો સામાન લઇ જઇ ઠેકાણે કરવાની ભાંજગડમાં પડયા હતા. ધંધુકા જેવા ગામમાં બંબો હોય જ શાનો ? હોય તો ત્હેનો સામાન તૈયાર ન હોય, કાં તો નળી જ કાણી હોય અથવા સંચામાં તેલ ન પુરેલું હોવાથી સંચો ચાલતાં જ બે કલાક થાય. એ બધી સામગ્રી તૈયાર હોય ત્યારે પાણીના વાંધા ! કુવામાંથી પાણી કાઢે કયારે, ને આગ હોલવે કયારે ! આ બધી અગવડને લીધે અને પવનના જોરે આગ ફેલાઇ. ખેમાનું ઘર પણ લગોલગ હોવાથી સળગ્યું; જયારે આગ બંધ થઈ ત્યારે આખી લાઈનમાંથી માત્ર છેવટનાં પાંચ ઘર બચ્યાં હતાં. ગીરધરના ઘરનો સર્વ સામાન બળીને ભસ્મ થયો હતો. ગીરધરના વૃદ્ધ પિતાને માંડ માંડ બચાવી લેવામાં આવ્યો હતો. સ્ત્રીછોકરાં સહિસલામત બ્હાર નીકળી ગયાં હતાં. ઢોરઢાંખર, લુગડાંલત્તાં, પેટીપટારામાંથી કાંઈ બચ્યું નહિ.

ખેમાના ઘરમાંથી ઢોર અને મ્હોટો મ્હોટો જોખમનો સામાન ખસેડી શકાયો હતો. આગ આખી રાત ચાલી; ગીરધર તો બાઘાચકલા જેવો થઇ ઉભો રહ્યો હતો અને

બબડતો હતો કે "અરે ઇશ્વર આ શું થયું ! એક પુળીઉં ખેંચી લીધું હત તો આ ભયંકર આગ ન થાત." આમ બોલે છે ત્યાં છાપરૂં પડયું; છાપરાના પડવાની સાથે ગીરધર અંદર ધસ્યો, ને બળતી વળી ખેંચતાં ખેંચતાં તાપથી ગુંગળાયો ને પડયો. ત્હેના છોકરાએ ત્હેને બ્હાર ઘસડી કાઢયો. ગીરધર સખ્ત દાઝયો હતો, હાથ બળી ગયો હતો, તેને બીલકુલ ભાન નહોતું. આ જોઇ લોક બોલી ઉઠયું "બિચારો દુઃખથી ઘેલો થઇ ગયો છે."

"માત્ર પુળીયુંજ ખેંચી લીધું હત તો !" આટલું જ ગીરધર બબડતો હતો. સ્હવારે મામલતદારનો સિપાઇ ગીરધરના ઘર પાસે આવ્યો અને કહેવા લાગ્યો "ગીરધર ! ત્હારો બાપ મરવા પડયો છે અને ત્હને બોલાવે છે."

ગીરધર બધું વિસરી ગયો હતો ત્યાં બાપ કયાંથી સાંભરે !

"મ્હારા પિતા ! કયાં છે ! કોને બોલાવે છે ?"

"ત્હને બોલાવે છે ! તે મરવા પડયો છે ?"

સિપાઇની સાથે ગીરધર ગયો ગીરધરના પિતાને જે વખતે સળગતા ઘરમાંથી કાઢવામાં આવ્યો તે વખતે તે સ્હેજ દાઝયો હતો. એને દૂરના એક ઝુપડામાં લઇ જવામાં આવ્યો હતો.

જ્યારે ગીરધર તે ઝુપડામાં દાખલ થયો ત્યારે પોતાના

કુટુમ્બ સિવાય બીજું કોઈ ત્યાં નહોતું. બીજાં હજી આગ પાસે જ હતાં. ગીરધરના પિતાના હાથમાં માળા હતી અને એની આંખો બારણા તરફ હતી. છોકરાના દાખલ થવાની સાથેજ ગીરધરની માતાએ ડોસાની પાસે આવી ગીરધરના આવ્યાની ખબર આપી.

"ગીરધર! મ્હેં ત્હને શું કહ્યું હતું? આટલાં બધાં ઘર કોણે બાળ્યાં?"

"ખેમાએ! મ્હેં એને પકડયો હતો. ઘાસનું સળગતું પુળીચું લઈ સળગાવતાં મ્હેં જોયો હતો. ખેમાને પકડી મારવાને બદલે સળગતું પુળીચું જ ખેંચી લઇ ઓલવી નાંખ્યું હત તો આમાંનું કાંઇજ થાત નહિ."

"ગીરધર! હું મરૂં છું તેમ તું પણ એક દિવસ મરીશ! માટે ખરૂં બોલ વાંક કોનો હતો?"

ગીરધર ટગર ટગર જોવા લાગ્યો પણ કાંઈ બોલી શકયો નહિ.

"ઇશ્વરને સંભારી બોલ. વાંક કોનો હતો? મ્હેં ત્હને શું કહ્યું હતું?"

ગીરધર અત્યારે પોતાની સ્થિતિ સમજ્યો અને એક ગાઢ નિઃશ્વાસ નાંખી બોલ્યો.

"હે પિતા! બધો દોષ મ્હારો છે!" આટલું બોલી ગીરધર પોતાના પિતાને પગે પડયો અને બોલ્યો.

" વ્હાલા પિતા ! ક્ષમા કરો ! મ્હેં ઇશ્વરનો મહાન અપરાધ કર્યો છે, "

તે વૃદ્ધથી કાંઇ બોલાયું નહિ. માત્ર ' રામ રામ ' ના શબ્દજ સંભળાયા. અંતે બોલ્યો " ઇશ્વરનો ઉપકાર માનું છું. " આટલું બોલી ગીરધરના સ્હામું જોઈ રહ્યો.

" ગીરધર ! સાંભળ ! હવે તું શું કરીશ ! "

ગીરધર રોતો રોતો બોલ્યો " હું કાંઇ જાણુતો નથી. હવે હું શું કરીશ ! "

તે વૃદ્ધ આંખો મીચી પડયો રહ્યો અને જોર ભેગું કરતો હોય તેમ યત્ન કરવા લાગ્યો. પછી તેણે ગીરધરને પાસે બોલાવી કહ્યું " જો તું ઈશ્વરને ચાહીશ, એની ઇચ્છા મુજબ વર્તીશ, સ્નેહ એજ ઇશ્વર છે એમ સ્હમજીશ, સ્નેહી પ્રત્યે એવો જ સ્નેહ રાખીશ, વસ્તુ માત્ર ઉપર પ્રેમ રાખીશ તો જ ત્હારૂં કલ્યાણ થશે આટલું બોલી તે થોડી-વાર શાન્ત રહ્યો. વળી થોડીવારે બોલ્યો, " ગીરધર કોણે આગ લગાડી તે સંભારીશ નહિ. થતાં થતાં જે થયું તે ખરૂં. જો તું બીજાના ગુન્હા માફ કરશે...." આટલું બોલી માળા ફેરવતાં ફેરવતાં તે વૃદ્ધે પ્રાણ ત્યાગ કર્યો.

ગીરધરે આગની વાત કોઇને કહી નહિ. તેથી કોઇએ વાત જાણી નહિ. ખેમા પ્રત્યેના વેરનો નાશ થયો. ખેમો બ્હીતો કે ગીરધર ફરીઆદ કરશે પણ જયારે એમાંનું કાંઇ

થયું નહિ ત્યારે બેમો પણ શાન્ત થયો. એક બીજા મળવા લાગ્યા. એમના કુટુંબમાં પણ સ્નેહ થવા લાગ્યો. નવાં ઘર બંધાયાં તેમાં તેઓ સાથે જ રહેતા હતા. ગીરધરને પોતાના પિતાના શબ્દો સાંભરતા હતા. 'અગ્નિ સળગે તે પહેલાં જ ઓલવવો અને સ્નેહ એજ સર્વ સુખનું સાધન છે' એ એનાં સૂત્ર થયાં હતાં.



# દશાડાના દાદુભા.



વિરમગામ પાસે કાઠીયાવાડ એજન્સીના હાથ તળે દશાડાનો તાલુકો છે. દશાડાના જાગીરદાર મલેક જાતના મુસલમાન છે. "દશાડા દફતરમાં નહિ !" એ કહેવતથી દશાડા વધારે પ્રખ્યાત છે. આ ગામમાં દાદુભા નામનો એક ગરાશીયો રહેતો હતો. જૂના વખતમાં તરવારનો ઉપયોગ કરી ગરાશ મેળવેલો અને વફાદારી–નેકીથી બે પૈસા ભેગા કરેલા. દાદુભાને કસુંબાનું વ્યસન હતું, બાકી અફીણ, દારૂને તે અડકતા નહી. કસુંબો તે પણ ગરાશીયાની આબરૂએ સવારે દાયરામાં લે એજ, બાકી નહિ. ખેતર વગેરે ઉપર જાતે જ દેખરેખ રાખતા હતા અને સાધુ–ફકીર કે અભ્યાગત એમને બારણેથી ભૂખ્યો જતો નહિ. એમને ત્યાં નોકર તરીકે રહેવાને પણ હરીફાઇ થતી. છપનીયામાં ઘણાં રાંકાંને અન્ન પાણી–પેટીયાની બોલીયે રાખ્યાં હતાં અને આવા પાંચ પચીશ રાંકા અત્યારે લાલબુંદ થયા હતા. બધાની પાસે સો સોને લાયક મહેનત કરાવતા, પણ ખાવા-પીવા માટે કોઈપણ તરેહનો વાંધો નહોતો. રાત્રે કામથી પરવારી બધા નોકરો ડેલીમાં ભેગા થતા ત્યારે દાદુભાનાં વખાણ ચાલતાં. "ખરેખર આપણા શેઠ જેવો શેઠ થયો નથી ને થવાનો નથી. બીજા શેઠની માફક પોતાને ખાવાનું

જુદું અને આપણને જુદું એવું તો જોયું જ નથી. કેટલેક ઠેકાણે તો ખાધેલું આપે છે, જાણે નોકરો ઢોર હોય નહી! ન્યાતોમાંનું છંડામણ ભેગું કરી નોકરો માટે રાખે છે. અહીં તો જે આપણા શેઠ ખાય તેજ આપણને ખાવા મળે છે. ધોતીયાં-લુગડાં પણ વખતો વખત સંભારીને આપે છે; નહિ કે બીજે ઠેકાણે બને છે તેમ પંદરવાર "સાહેબ લુગડાં ?" કહીયે ત્યારે એકવાર બબડતા ફફડતા આપે. વાર તહેવારે બે પૈસાની આશા પણ ખરી. શેઠાણી પણ એવાંજ સારાં. કામથી પરવારી સુતા કે "રામા! સૂતો છે શું! ઘરમાં કામ નથી? ચાલ પાણી લાવ! ભાઇને રમાડ!" એમ કહી આખો દિવસ ને રાત હેરાન કરે એમ અહીં નથી. હા! કામ તો કરાવેસ્તો! કાંઇ મફત ખવડાવે! પણ કામ કર્યું કે બસ આપણા ઉપર ચારે હાથ. આપણે દાનત સાફ રાખીયે તો પછી કાંઈ ફિકર નહી. જાણે ઘર." આ પ્રમાણે નોકરો અંદર અંદર વાતો કરતા હતા. ત્હેમાં રણછોડીયો કરી એક જુવાન નોકર હતો. એનામાં અક્કલ તો કોડીની હતી પણ લુચ્ચો હતો. શેઠ બ્હાર જાય ત્યારે કોઇ ન દેખે તેમ ચાહ પાણી કરતો. વખત બેવખત દાણા વેચી આવતો અને માથે તેલ પણ નાંખતો. એના હૃદયમાં સેતાન પાપવૃત્તિએ વાસો કર્યો હતો-કળજુગ હળાહળ દાખલ થયો હતો. દાદુભા તરફ આટલો ભાવ એનાથી ખમી શકાયો નહી અને સેતાને

રણછોડના ઉપર સામ્રાજ્ય સત્તા મેળવી. એક દિવસ સાંજના રોજની માફક નોકરો ડેલીમાં બેઠા હતા, હોકા ચલમ ચાલતા હતા ને વાતમાં ને વાતમાં દાદુભાનાં વખાણુ થતાં હતાં, તે રણછોડીયાથી સહન થઈ શકયાં નહી. તે એકદમ બોલી ઉઠયો "શેઠનાં આટલાં બધાં વખાણુ શાં કરવાં? એવા તે શેઠ શા સારા છે! કાંઇ પરમેશ્વર છે? શેઠ રાજી રહે એમાં શી નવાઈ! કહ્યું કામ કરીયે તો તો કપાતર હોય તેએ રાજી રહે! એના હુકમ પ્રમાણે કામ કરીયે છીએ ને એ જેથી રાજી રહે એમ કરવા મહેનત કરીયે છીએ, પાણી માગે તો દૂધ લઈ ઉભા રહીએ છીએ, રાત દિવસ ઉજાગરો વેઠીયે છીએ, એમના સૂતા પછી સૂઇએ છીએ, એમના ખાધા પછી ખાઈએ છીએ, એમને જોઇતી વસ્તુ લાવી રાખીયે છીએ, પગચંપી કરીયે છીએ, ઘર સંભાળીએ છીએ. પછી બીજું શું જોઇએ! આટલું આટલું ગદ્ધાવૈત્રુ કરીયે પછી એ રાજી ન રહે? પછી તો શેઠ સારો રહે જ ને! સારો છે કે ખોટો તે તો રહેનો હુકમ ન માનીયે ને ચ્હીડવીએ ત્યારે જણાય. તેવે વખતે બીજા શેઠ કરે તેમ એ પણ દંડ કરે, મારે ને કનડે. બીજાનામાં ને આનામાં એવો ફેર શો છે તે ત્હમે રોજને રોજ વખાણુ કર્યા કરો છો!" "આપણો શેઠ બીજા જેવો છે જ નહિ; દાદુભા તે દાદુભાજ છે" એમ બીજા નોકરો એક સામટા બોલ્યા. વાતવાતમાં મમત ઉપર

વાત આવી ને શરત મારવાનો વખત આવ્યો. રણછોડી-યાએ કહ્યું કે " જો હું દાદુભાને ગુસ્સે થયેલા ન દેખાડું તો હું આખા વરસનો પગાર હારૂં ને જો ગુસ્સે થાય તો તમે બધાએ મ્હને આખો પગાર આપવો! કેમ શું કહો છો ? " બધા નોકરોએ કબૂલ કર્યું, એટલુંજ નહિ પણ જો શેઠ ગુસ્સે થઇ રણછોડીયાને કાઢી મૂકે તો પોતે પણ જવું એવો ઠરાવ કર્યો.

રણછોડીયાને સાંજના ગાય, ભેંસ, બકરાં અને ઘેટાંને ચારો નાંખવા ને પાણી પીવડાવવાનું કામ સોંપ્યું હતું. રોજના નિયમ પ્રમાણે રણછોડીયો ઢોરને પાણી પીવડાવવા લઇ ગયો. જતાં જતાં આંખના અણુસારાથી બીજા નોક-રોને જણાવ્યું કે " આજ શેઠની મજા જોજો. " આજ નોકરો કામ કરતા હતા પણ ધ્યાન રણછોડીયા તરફ હતું. " શું થશે ! અલ્યા ! રણછોડ કયાં છે ? " એમ અંદર અંદર પૂછતા હતા. રણછોડીયો ઢોરને પાણી પાઇ આવ્યો ને વાડામાં ગાય ભેંસ બાંધ્યાં. ઘેટાં બકરાં બહાર ઉભાં હતાં ત્યાં દાદુભા આવી ચડયા. આજ દાદુભાની સાથે બે ચાર ગરાસીયા હતા. બીજા નોકરો કામ કરતા હતા પણ વારે વારે રણછોડીયાની ખબર કાઢી જતા હતા. દાદુભા પોતાના મહેમાનને " આ કાબરી ગાય દસશેર દૂધ આપે છે, આ ' જમખુડી ' પંદર શેર આપે છે, આ ભૂરકી ભેંશ અધમણ આપે છે, આ હાથણી ગાયના બસો રૂપીઆ પડયા હતા, " એમ બતાવતો બતાવતો ઘેટાના ટોળા પાસે આ-

વ્યો. દાદુભાએ વાત શરૂ કરી કે “ કેસરીસીંગજી ! આ બધાં મેઢાં મ્હને બહુ વ્હાલાં છે પણ તેમાંએ વાંકડીયા શીંગડાવાળું પેલું ઘેટું મારા સાસ પ્રાણ છે.” એમ કહી દાદુભા એ ઘેટાને લેવા ગયા, ત્યાં કેસરીસીંગની તરવાર હેઠળ પડી તેથી બ્હીને ઘેટાંનું ટોળું દોડવા લાગ્યું. દાદુભા જાતે પાછળ દોડયા પણ ઘેટું પકડાયું નહી. એટલે રણછોડીયાને તે ઘેટું પકડી લાવવા કહ્યું. રણછોડીઓ ન થાય ભૂંડો તે હોંકારો પાડતો ઘેટાના ટોળામાં પેઠો. હોંકારાથી ગભરાઇને ઘેટાં નાસવા લાગ્યાં. આથી વાંકડીયા સીંગડાવાળું ઘેટું હાથમાં આવ્યું નહી ને કેસરીસીંગને બતાવાયું નહી, તેથી દાદુભા જરાક દીલગીર થયા ને બોલ્યા “ રણછોડ ! જરા સાંસતો રહીને પકડને ! કેસરીસીંગજીને જોવું છે ! ”

રણછોડીયાને રીસ ચડી. રણછોડીયાએ રીસ ચડાવી દોડતા જઇ વાંકડીયા સીંગડાવાળા ઘેટાને ચામડીથી ઉંચું કર્યું ને એક પગ ઝાલી લાકડાનો કકડો ફેંકે તેમ આંચકો મારી દાદુભા ને કેસરીસીંગની વચમાં ફેંકયું. બીજા નોકરો તો આભાજ બની જોતા હતા. ઘેટું બિચારૂં બેં બેં કરતું પડયું. પણ તેનો એક પગ ભાગી ગયો. રણછોડીયાએ વળી તે ઘેટાને બીજા પગે ઉંચું કર્યું ને ‘આ ઘેટું’ કહી હલાવી નાંખ્યું. કેસરીસીંગ સાથે આવેલા ગરાસીયા ને નોકરો તો ત્રાસી ગયા. દાદુભાના મ્હો ઉપર ક્રોધ છવાયો. આંખો રાતી થઈ ગઇ. માથું નીચું નમાવ્યું. નિઃશ્વાસ

નાંખ્યો. પણ એક શબ્દ મ્હોમાંથી નીકળ્યો નહિ. નોકરો તો “ હમણા રણછોડીયાના બાર વાગ્યા, હવે શું થશે ” એમ વિચાર કરતા ઉભા જ રહ્યા. દાદુભા અત્યાર સુધી મુગા હતા. જાણે શરીર ઉપર કાંઇ પડયું હોય તે ખંખેરી નાખે તેમ શરીર હલવી તેમણે ઊંચું જોયું ને આકાશ તરફ દૃષ્ટિ કરી. મ્હો ઉપરથી ક્રોધની સર્વ નિશાનીઓ જતી રહી. ભવાં ચડી ગયાં હતાં તે ઉતર્યાં ને રણછોડીયા તરફ નજર ફેરવી ગંભીરપણે કહ્યું.

“ રણછોડ ! રણછોડ ! ત્હારા સેતાન શેઠે મ્હને ગુસ્સે કરવા ત્હને ઉશ્કેર્યો લાગે છે, પણ મ્હારો શેઠ—મ્હારો પ્રભુ ત્હારા સેતાનથી વધારે જોરવાળો ઠર્યો છે. હું ત્હારા ઉપર જરાયે ગુસ્સે થયો નથી, પણ ત્હારા સેતાનને હવે હું ચીડવીશ. હું ચીડાઈ ત્હને શિક્ષા કરીશ ને ત્હને છુટો કરીશ એમ તું ધારે છે. પણ ત્હને જરાયે શિક્ષા કરવાનો નથી ને ચ્હીડાવાનો નથી. આજથી જ ત્હને રાજી ખુશીથી બીજે જવા સ્વતંત્રતા છે. આ ત્હારા આખા વર્ષનો પગાર. ઉપરાંત પચીસ રૂપીયા ઇનામ. ”

બધા નોકરો તેમજ કેસરીસીંગ વગેરે ગરાસીયા તો દાદુભાની શાન્તિથી અચંબોજ પામ્યા અને રણછોડીયો—પતરાજીખોર રણછોડીયો—પશ્ચાત્તાપથી નરમ ઘેંસ બની ગયો ને બબડયો “ ખરેખર પાપી ફસાવવાને બહુ ફાંફાં મારે છે પણ સારા માણસો સહન કરવાજ સરજાયેલા છે. ”



# છગન મોદી.



સાણંદમાં છગન મોદીને એક ઘર ને બે દુકાનો હતી. ઘી દાણા અને પરચુરણ સામાન વિરમગામ કે અમદાવાદથી તે લઇ આવતો અને વેચાતો. નાના ગામમાં આવી દુકાનોમાં સારો વકરો થાય છે ને તેમાં માલ સારો અને જીભ મીઠી રાખે તો પછી બે પૈસા સહેલાઇથી કમાય છે. છગનનો બાપ બે પૈસા મુકી ગયો હતો તેથી અને છગન એકનો એક છોકરો હોવાથી નાનપણમાં બહુ લાડમાં ઉછર્યો હતો. સાણંદમાંજ ગુજરાતી પુરૂ કરી ઇંગ્રેજી થોડું ઘણું તે શીખ્યો હતો. સાણંદ દરબારના બે ચાર ખવાસોની સોબતથી છગનને પીઠામાં જવાની ટેવ પડી હતી અને જ્યારે એમની સોબતમાં જતો ત્યારે એટલો દારૂ પીતો કે ઘેર આવતાં બૂમાબૂમ અને તોફાન કરી મૂકતો. પણ એના પિતાના ગુજરી જવાથી દુકાનનું કામ માથે પડયું અને એને બાયડી સારી મળી હતી એટલે દારૂનું વ્યસન થયું; તો પણ કોઈ કોઇ વાર મધરાતે લટ્ટુ થઈ આવતો.

એક દિવસ છગન મોદી અમદાવાદ જવા તૈયાર થયો. પચુસણ આવ્યાં હતાં. હઠીશંગની વાડીમાં સમતશેખરનો દેખાવ થવાનો હતો અને કેટલોક સામાન અમદાવાદથી લાવવાનો પણ હતો. આથી ગાડું જોડી તે અમદાવાદ જવા

નીકળ્યો. નીકળતાં પહેલાં પોતાની બાયડીની રજા લેવા આવ્યો. નિખાલસ પણ વ્હાલસોઇ સ્ત્રી પુરી કહેવા લાગી કે, “ આજ ન જશો ! મ્હને રાતે ત્હમારે માટે બહુ ખરાબ સ્વપ્નું આવ્યું હતું.”

છગન એકદમ હસી પડયો તું તો મૂર્ખીજ રહી ! ત્હને એવો વ્હેમ છે કે હું પીઠામાં જઇશ.

પુરી—તે કાંઇ હું ન સમજું. સ્વપ્નામાં મ્હેં ત્હમને દુઃખી થતા જોયા છે માટે નહિ જવા દઉં. ત્હમે આવ્યા ત્યારે ત્હમારા માથાના વાળ ધોળા પૂણી જેવા થઇ ગયેલા જોયાથી એ અપશકન કહેવાય.

છગન મોદી હસતાં હસતાં બોલ્યો જા જા. ત્હારી તો અક્કલ મારી ગઇ છે. એ તો શુકન કહેવાય. જોજે તો ખરી આજ વકરો સારો થશે ને ત્હારે માટે એક મઝાની સાડી લેતો આવીશ.

પુરી ને ગમ્યું તો નહિ; પરંતુ કમને રજા આપી ને છગમ મોદીનું ગાડું અમદાવાદ ભણી ચાલ્યું.

માદલપુર આવ્યું ત્યાં છગને થાક ખાવા ગાડું છોડયું. ત્યાં કુવાના થાળા પાસે એક બીજા વ્હેપારીનું ગાઢું છુટયું હતું. આ વ્હેપારી વીરમગામનો હતો ને તે પણ અમદાવાદ જતો હતો. બન્ને એક બીજાને નામે ઓળખતા હતા, ત્યાં અચાનક ભેટો થયો એટલે બન્ને જણાયે નાસ્તો સાથેજ

કર્યો. પેલો વ્હેપારી બીજા એકાદ બે ગાડાની રાહ જોતો હતો એટલે છગન મોદી પરવારી ત્યાં સામી દુકાનેથી બીડી પાન સોપારી લઇ ગાડું જોડી શહેર તરફ ચાલ્યો.

અમદાવાદ આવ્યું. ભદ્રમાં કિલ્લા પાસે કોટની રાંગે ગાડું છોડયું. ગાડામાંથી ઘાસના પુળા કાઢી સળગાવી ઘડુલી મૂકી દીધી અને હોકો સળગાવ્યો. હોકો ગગડાવતાં એકાદ બે ભજીનીયાં લલકાર્યા. બીજે દિવસ વહેલાં સવારના ચાર વાગતાં બે ત્રણ પોલીસ સિપાઇઓ અને ઘોડાપર બેઠેલો અમલદાર છગન મોદીનો જયાં પડાવ હતો ત્યાં આવી પહોંચ્યા; "કેમ આવ્યાં છો! કયાંથી આવ્યા છો?" ના સવાલના ઉત્તરમાં છગન મોદીએ બધી હકીકત કહી અને "સાહેબ! હોકો પીશો! બીડી લેશો!" નો વિવેક કર્યો. પેલા અમલદારે કાંઈપણ ધ્યાન ન આપતાં "ગઇ કાલ સાંજના સુમારે કયાં હતા? ત્હમારી સાથે કોઈ બીજો વ્હેપારી હતો? ત્હમે બન્ને સાથે કેમ ન આવ્યા? એને જણાવ્યા વિના ત્હમે કેમ આવતા રહ્યા?" એમ એક પછી એક પ્રશ્નો પૂછવા માંડયા.

"સાહેબ! મારી સાથે કોઇ વેપારી નહોતો પણ માદલપુરની હદમાં કુવા પાસે એક ગાડું પડયું હતું. એ શેઠ વીરમગામના હતા. અમે બેએ સાથેજ નાસ્તો કર્યો હતો. એ બીજા ગાડાની વાટ જોતા હતા એટલે હું આગળ આવ્યો. એ શેઠ જરાક બ્હાર ગયા હતા એટલે હું કહેવા

રહ્યો નહી. પણ આવા આવા સવાલ પૂછવાનું શું કારણ છે ? હું કાંઇ ચોર લુંટારો તો નથી ને ? હું સાણંદનો જાણીતો મોદી છું ને રોજગારને અંગે અહીં આવ્યો છું ”

અમલદાર–તે હશે ! હું પોલીસ ઈન્સ્પેક્ટર છું. જે વેપારીની ત્હમે વાત કરોછો તે વેપારીનું તેજ કુવાની પાસે ખૂન થયું છે. ત્હમારી ઝડતી લેવી જોઇશે.

ખૂલ્લો રસ્તો, નદીએ જતા લોકોની આવજાવ શરૂ થઈ હતી, અને પોલીસનું ધાંધલ, એટલે લોકોનો જમાવ જોતજોતામાં થઇ ગયો, પરન્તુ જ્યાં ઝડતીની વાત આવી એટલે પંચમાં રોકશે એમ માની લોકો વિખરાવા લાગ્યા. છતાં બે ચારને ઉભા રહેવું પડયું ને છગન મોદીના સામાનની ઝડતી શરૂ થઇ. એક પોટલીમાંથી છેક નીચેના ભાગમાંથી લોહીથી ખરડાયેલી છરી નીકળી. છરીને લીધે એકાદ ધોતીયું પણ લોહીવાળું થયું હતું.

આ શું ? આ છરી કોની ? લોકોમાં ત્રાસ ગભરાટ ફેલાયો. જે કોઇ અત્યાર સૂધી પોલીસના જુલમની અને છગન મોદીની નાહક સતાવણીની બૂમ પાડતા હતા તેઓ છગન મોદી તરફ તિરસ્કાર બતાવવા લાગ્યા. બિચારો છગન મોદી તો આભોજ બની ગયો. અમલદારે પુર દમામથી પૂછયું “ બોલ ! આ છરી કયાંથી અને આ લોહી શું ? ” છગને બોલવાનાં ફાંફાં તો માર્યા પણ તફફ થઈ ગયું “ હું

કાંઇ જાણુતો નથી, ભઇસાબ” એટલું બોલી પગે પડયો.

અમલદાર—“ચાલ ! ઉઠ ! ઢોંગ ન કર. વીરમગામના વ્હેપારીને ત્હારી પછી કોઈ મળ્યું નથી એ અમને તપાસ કરતાં જણાયું છે અને કુવાના થાળા પાસે જ ખુન થયું છે. પાસે કોઈ નહોતું, બળદ ને ગાડું એકલું જ. ફક્ત બીડીવાળાની દુકાન ગામની હદમાં છે ને કુવો તો દૂર છે. વળી આ છરી લોહીવાળી છે ને ત્હારી શિકલજ કહી આપે છે કે ત્હેં ખૂન કર્યું છે. શાવક થઇ કામ તો સારૂં કર્યું ! હવે તૈયાર થાઓ ફાંસી ને લાકડે ચ્હડવા ! બોલ હવે ! ત્હેં કેવી રીતે અને શા માટે ખૂન કર્યું ? કેટલી મિલ્કત ઉઠાવી લાવ્યો છું ?”

લોકોના ગણગણાટ, અમલદારના રોફ અને ફાંસીની બ્હીકે છગન મોદી ઢીલો ઢબ થઈ ગયો હતો. ત્હેના મ્હેં ઉપરનું લોહી ઉડી ગયું હતું, છતાં હિંમત રાખી બોલ્યો “ભાઈ સાહેબ ! હું સાચુંજ કહું છું. મ્હેં ખૂન કર્યું નથી. હું કાંઈજ જાણતો નથી. મ્હારી પાસે મ્હારાજ પાંચસો રૂપીઆ છે, તે મ્હારી બાયડી માટે એક કંઠી ને સાડી લાવવી છે તે માટેના પૈસા છે.” આટલું બોલતાં બોલતાં છગન મોદી થરથર ધ્રુજવા લાગ્યો.

અમલદાર—નાયક ! “આને બાંધી એનાજ ગાડામાં નાંખી થાણામાં લઇ જાવ.” સિપાઈઓને હુકમ મળતાંજ

પાસેની ચોકીમાંથી હાથકડી લાવી છગનને હાથ કડી લગાવીને ગાડામાં સામાન નાખી લઇ ગયા, અને તેને કાચી જેલમાં નાખ્યો. સાણંદમાં છગન મોદીની ચાલચલગત માટે તપાસ કરતાં લોકોએ જણાવ્યું કે કોઈ કોઈવાર દારૂ પીતો અને ખરાબ માણસોની સોબતમાં દેખાતો પણ બીજી રીતે છગન મોદીમાં કવાણો નહોતો. કેસ ચાલ્યો ને એટલું સાબીત થયું કે છગન મોદીએજ ખૂન કર્યું હોવું જોઇએ. પણ પૂરાવાની થોડીક ખામીને લીધે તેને ફાંસીની સજા ન થતાં દેશનિકાલની સજા કરવામાં આવી.

ગરીબ બિચારી પુરીના તો હોંશકોશ ઉડી ગયા. પોતે નિરાધાર થઇ પડી. છોકરાં નાનાં હતાં, એક તો છેક ધાવણું હતું. એ બધાંને લઈ બિચારી પુરી પોતાના ધણીને મળવા અમદાવાદ આવી. કંઇ કંઈ વગ લગાવી અને ખરચ કર્યું ત્યારે જેલમાં અડધો કલાક મળવાની રજા મળી. કેદીનાં લુગડાં ને પગમાં બેડીઓ નાંખેલી એવા ધણીને જોતાંજ નિર્દોષ પુરીનું હૈયું હાથમાં ન રહ્યું. તે રોઇ પડી. બેભાન થઇ પડી. થોડીવારે ભાન આવ્યું એટલે છોકરાંને સોડમાં લઇ છગન પાસે આવી ને ઘરની હકીકત કહી અને શું થયું તે પૂછયું. “ હવે શું થશે ? ”

“ માત્ર અપીલ કરવી ! એક નિર્દોષ માણસ માર્યો જાય છે ! ”

“ આપણા ગામના વકીલની સલાહ લઇ મુંબાઇની

કોરટમાં અરજી કરી હતી, પણ ના આવી."

છગન મુંગોજ રહ્યો. ત્હેની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં.

પુરી—"ત્હમે મ્હારૂં માન્યું નહિ. મ્હને હસી કાઢી! શું મારૂં સ્વપ્નું ખોટું પડયું? ત્હમે તે દિવસ નિકળ્યા ન હોત તો કેવું સારૂં થાત?" પુરી છગનની પાસે ગઈ ને ત્હેને માથે હાથ ફેરવી બોલી "પણ! ત્હમે મ્હને સાચે સાચું નહિ કહો? ત્હમે એ કામ કર્યું છે?"

"પુરી! પુરી! શું તું પણ મ્હારા ઉપર વ્હેમ લાવે છે!" એટલું બોલી મ્હો ઢાંકી છગન ખબ રોયો. એટલામાં પહેરેગીરે આવી છૂટા પડવાનો હુકમ કીધો. છગન રોતાં રોતાં પુરી સામું જોઈ જ રહ્યો. પુરી રોતાં છોકરાંને ઘસડતી, વારંવાર પાછળ જોતી ચાલી ગઇ.

છગન મોદી એકલો પડયો ત્યારે વિચાર કરવા લાગ્યો. "અરેરે! મ્હારી બાઇડી પણ મ્હારા ઉપર વ્હેમ આણે છે! બસ એ તો એજ. પ્રભુ સાચી વાત શી છે તે જાણે છે. માત્ર એના ઉપરજ વિશ્વાશ રાખવો અને એજ દયા કરશે. બીજા કોઈ ઉપર આધાર રાખવો નિરર્થક છે. તે દિવસથી છગન મોદીએ છુટવાનાં ફાંફાં મારવાં મૂકી દીધાં, ને આખો દિવસ ભજન કીર્તનમાંજ ગાળતો. કાળે પાણી જનારા દસ બાર કેદી થયા એટલે છગન મોદીને અમદા-

વાહથી આન્ડામાન–પોર્ટબ્લેર લઇ ગયા. ત્યાં દસબાર વર્ષ થઇ ગયાં. માથાના વાળ ધોળા થઈ ગયા. મ્હોં ઉપર આનંદ તો દેખતોજ નહિ. તે વાંકો વળી ગયો હતો. તેનાથી બહુ ચલાતું નહિ. બહુ બોલતો નહિ, હસતો નહી. માત્ર પ્રભુની માળા અને ભજનજ કરતો. કેદખાનાના બાર વર્ષમાં શેતરંજીઓ બનાવતાં તે શીખ્યો હતો. કેદખાનામાં ત્હેને 'આનંદઘન મુનિનાં પદો'નું પુસ્તક તેની ઇચ્છા પ્રમાણે આપવામાં આવ્યું હતું અને અજવાળું હોય ત્યાં સૂધી તે નવરો પડતાં વાંચતો. કેટલાક દિવસ પછી ઘણાંખરાં પદો તેને મોઢે થઇ ગયાં અને કામ કરતાં મીઠા સૂર હલકથી અને રહસ્ય સમજી તે ગાતો, ત્યારે બીજા કેદીઓ ઉપર જાદુઇ અસર થતી. કેદખાનાના અમલદારો અને સિપાઇઓમાં તે તેના વર્તનથી સ્વભાવથી અને તેના પદોથી એટલો તો પ્રિય થઈ પડયો હતો કે સર્વે ત્હેને માન આપતા અને 'છગન ભગત' કહી બોલાવતા. કેદીઓને ઉપરી અમલદારને કંઈ કહેવું હોય તો તે કામ છગન ભગતનું; અંદર અંદર તકરાર પડે તે પતાવવાનું કામ પણ છગન ભગતનુંજ. આ બધા વખત દરમીયાન વર્ષોનાં વર્ષો વીતિ ગયાં પણ ઘર તરફના કાંઇજ ખબર ન આવ્યા. બઇરાં છોકરાં જીવે છે કે કેમ તેની ખબર પણ છગન ભગતને મળતી નહિ.

એક દિવસ નવા કેદીઓનું ટોળું આવ્યું ને સાંજના નવા જુનાનો અખાડો જામ્યો. કયાંના ? કઈ ન્યાતના-?

શા ગુન્હા માટે શિક્ષા થઈ? વગેરે બાબતોની પૂછપરછ ચાલી. છગન ભગત હાથમાં માળા લઈ સાંભળતો હતો. નવા કેદીઓમાં એક સાઠ વર્ષનો પણ કદાવર ને ઉંચો ગુજરાતી હતો, તે પોતાની કથા કહેતો હતો.

"ભાઈઓ! મ્હેં બીજું કાંઈજ કર્યું નહોતું. હું સાણંદથી અમદાવાદ પગરસ્તે આવતો હતો. ત્યાં ગામ બ્હાર ચોતરા પાસે એક ઘોડો સામાન સાથે ઉભો હતો. એ ઘોડો પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબનો હતો એમ પાછળથી ખબર મળી. એ ઘોડો મ્હેં લઈ તેના ઉપર સ્વારી કરી હું ચાલ્યો. એ ઘોડો ચોરવાની દાનત નહોતી. અમદાવાદ જઈ છુટો મૂકી દેત. પરંતુ પોલીસે તો મ્હારા ઉપર ચોરી ચઢાવી. બેચાર વાર પાંચ પાંચ વર્ષ જેલમાં રહી આવ્યો હતો, એટલે આ વખત આટલો ન્હાનો વાંક છતાંએ અહીં મોકલી દીધો. ખરી વાત તો એમ છે કે મ્હેં એક કામ કર્યું છે જેને માટે મ્હને શિક્ષા થવી જોઈતી હતી અને જે માટે મ્હારે ઘણા વર્ષ પહેલાં અહીં આવવું જોઈતું હતું. તે કોઈ પકડી શકયું નહીં, અને ઘોડાની ચોરી માટે અહીં મોકલ્યો. કેવું અંધેર! વળી એક વખત આવેલો પણ હું-પોલ થયેલો."

કોઈકે પૂછ્યું. "ત્હમે કયા ગામના!"

"સાણંદ પાસે ગોધાવીના, મ્હારૂં નામ હઠીસીંગ."

છગન ભગતને પોતાની–પડોશના ગામનું નામ સાંભળતાં દેશ બઈરાંછોકરાં સાંભરી આવ્યાં. તે બોલી ઉઠયો. "હેં! હઠીસીંગ! સાણંદના છગનમોદીનું નામ સાંભળ્યું છે? એનાં બઈરાંછોકરાં કેમ છે?

હઠીસીંગ–"હા! છગનમોદીને તો સારી રીતે ઓળખું છું. તેને કાળેપાણી મોકલ્યો હતો. એ આ કેદખાનામાં છે કે બીજા, ને તે જીવે છે કે મરી ગયો છે તે ખબર નથી પણ કુટુમ્બ સુખી છે. પણ કાકા! ત્હમે અહીં કયાંથી?" છગન ભગતને વધુ કહેવું ન ગમ્યું. માત્ર નિશ્વાસ મૂકયો ને બોલ્યો "મ્હારા પાપને લીધે છેલ્લા વીસ વર્ષથી અહીં સડયાં કરૂં છું."

હઠીસીંગ–"કયાં પાપ!"

છગનમોદી–અરે ભાઈ! હું લાયક હોઈશ તે ભોગવું છું છતાં સાંભળો."

સાણંદથી અમદાવાદ આવતાં વીરમગામના વ્હેપારીનું ખૂન શી રીતે થયું! લોહીવાળી છરી એના પોટકામાંથી નિકળી, પોતે બીનગુન્હેગાર છતાં ગુન્હેગાર ગણાયો. એ સર્વ હકીકત છગન મોદીએ કહી. હઠીસીંગ વાત પુરી થતાં બોલી ઉઠયો. "ખરેખર, અજાયબ જેવું? કાકા! ત્હમે આમ ઘરડા કયાંથી થઈ ગયા?" બીજા ગુજરાતી કેદીઓએ "ત્હમે ભગતને ઓળખો છો? તમે પહેલા

મળ્યા હતા ? આમ અજાયબ કેમ થાઓ છો ?” વગેરે પ્રશ્ન પૂછ્યા. પરંતુ હઠીસીંગ બોલ્યો નહી. થોડીવારે એટલોજ ખડખડાટ સંભળાયો.

“ અમે બે અહીં ક્યાંથી ભેગા થયા ! ”

છગન ભગતે આ શબ્દો સાંભળ્યા, ને વખત એને પોતાને માથે આવેલા ખુનની ખબર હોય, ખરો ખુનીં કોણ છે તે જાણતો હોય, એમ વ્હેમ આવવાથી પૂછ્યું ? ‘ ત્હમે ખુનની વાત સાંભળી છે ? ’

“ એવી વાત ન સંભળાય એમ હોય ? પણ ઘણાં વર્ષો થયાં એટલે ભૂલી જવાય. ”

“ ખરો ખૂની કોણ છે તે જાણો છો ? ”

હઠીસીંગ ખડખડાટ હસ્યો “ બીજું કોણ હોય ? ત્હમેજ. લોહી વાળી છરી મૂકવા દો એવા ત્હમે સાધુ ખરાને ! ખન થાય, ત્હમારા પોટકામાં છરી મૂકાય ને ત્હમે કાંઇજ જાણો નહિ એ કેમ બને ? સાબીત થયા પછી ત્હમારા સિવાય બીજો ખૂની કોણ એ પૂછવાનું શું ? પોટલું ત્હમારા માથા તળે હતું. પછી બીજાની છરી મૂકવાની હીમત હોય ખરી ? ”

હઠીસીંગની વાત કરવાની ઢબ તથા ત્હેના ચ્હેરા ઉપરથી છગન ભગતની ખાત્રી થઇ કે ખરો ખૂની ક્યાંતો તે પોતેજ છે અગર તે જાણે છે. રાત્રે છગન ભગતને ઉ-

ઘજ ન આવી. ભૂતકાળ સાંભરી આવ્યો. "આજ ત્હમે ના જશો ?" એમ કહેતી ત્હેની સ્ત્રી નજર આગળ તરી આવી. ત્હેનું વ્હાલ, તેનું સ્મિતહાસ્ય અને ત્હેનું સુંદર સુઘડ મુખ છગન ભગતને રોવરાવવા ખડું થયું. એક બાળક આંગળીએ ને બીજું ધાવતું જોયું. સાણંદના સુખી દિવસો અને તે દરમીઆન કુટુમ્બ સુખ સાંભરી આવ્યાં. અમદાવાદની કોટની રાંગ, પોલીસ, હાથમાં બેડી, લોકોનો તિરસ્કાર. ખૂની તરીકે ઓળખાણ, કચેરીનું પાંજરૂ, કેદખાનું, એ બધાં એક પછી એક સાંભરતાં ગયાં. જીવન ઉપર એટલો તિરસ્કાર આવ્યો કે આપઘાત કર્યો હોય તો સારૂ એમ તેને થઇ આવ્યું.

બસ ! આ બધું આ હઠીસીંગને લીધેજ ! એના સામેના વેરની લાગણી એટલી તો પ્રવૃત્ત થઇ કે જીવને જોખમે પણ વેર લેવા તે તૈયાર થયો. જે પદોથી હમેશા શાન્તિ થતી તે પદો અનેકવાર બોલ્યો પણ આજ શાન્તિ થઇ નહી. બીજે દિવસે તે હઠીસીંગ પાસે ગયોજ નહિ. છગન ભગતને મરજીમાં આવે ત્યાં જવાની ફરવાની છુટ હતી. એને કુંચીઓ સોંપવામાં વાંધો નહોતો એટલે કેદખાનામાં અને કેટલીકવાર બ્હાર પણ જવાની એને સ્વતંત્રતા હતી. છગન ભગતે ધાર્યું હત તો નાશી શકત. પણ વિશ્વાસઘાત–દગો કરવાનો તેણે સ્વપ્ને પણ વિચાર કર્યો નહોતો. પંદર વીસ દિવસ આમને આમ ચાલ્યા ગયા,

અને હઠીસીંગના આવવાથી, ત્હેની વાત સાંભળતાંની સાથેજ છગન ભગતની નિશ્ચિંતતા–ઉંઘ સદાને માટે ચાલ્યાં ગયાં હતાં. એકવીસમે દિવસે છગન ભગતે પથારીમાં બહુ તરફડીયાં માર્યાં. જેટલાં આવડતાં હતાં તેટલાં બધાં પદો તે ગાઇ ગયો, માળાઓ ફેરવી, પણ હઠીસીંગની છબી ને ત્હેનાં કામો આંખ્ય આગળથી ખસ્યાંજ નહિં. અન્તે પથારીમાંથી ઉઠી બારણું ઉઘાડી મેદાનમાં આવ્યો. દૂર પહેરાવાળાએ બૂમ પાડી, પણ છગન ભગતનો ઘાંટો સાંભળી તે શાન્તિથી બીડી પીવા લાગ્યો. છગન ચેન નહિ પડવાથી ચોગાનમાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં કેદખાનાની એક ઓરડીના ભોંય તળીયામાં ભીંત પાસે ધીરે ધીરે કાંકરી ખરતી લાગી. છગન ઉભો રહ્યો એટલામાં બે ચોસલાં ભીંતનાં કોઇએ અંદરથી કાઢયાં અને તેની બ્હાર હઠીસીંગની શીકલ દેખાઇ. હઠીસીંગને જોતાંજ છગનને ત્રાસ છુટયો અને ત્યાંથી ચાલવા માંડયું, પરન્તુ બ્હાર આવેલા હઠીસીંગે છગનનો હાથ પકડી ઉભો રાખી ધીમેથી કહ્યું.

“ ભગત ! મ્હારી પાસે એક ખીલો છે તે વતે રોજ માટી ખોદી મ્હારા જોડામાં ભરી બ્હાર લઇ જતો હતો. આજ એક મહિનાથી મહેનત કરવા માંડી હતી ત્યારે આજ પત્તો લાગ્યો. હવે ભગતજી ત્હમે પણ ચૂપ રહેજો. એમાં આપણે બન્ને ઘરભેગા થઇ જઇશું; ને તું જો બૂમરાણ કરી મૂકીશ તો મારો અડદાલો નિકળી જશે, ને બહુ થશે તો

બચ્ચાજી તે પહેલાં ત્હારૂં તો ખુન કરીશ."

છગન ભગત, જેના અણુએ અણુમાં પ્રભુપ્રેમ વસ્યો હતો તે તો હઠીસીંગના ચ્હેરાથીજ ત્રાસી ગયો હતો. રામ રામ! કરી નિશ્વાસ મૂકયો ને બોલ્યો "ભાઈ! મ્હારે નાસવું નથી ને ત્હારે મને મારીને શું કરવું છે! તેં તો મ્હને ઘણાં વર્ષો અગાઉજ માર્યો છે. અને કહી દેવા ખાતે તો જેમ પ્રભુની પ્રેરણા થશે તેમ કરીશ." હઠીસીંગ તે દિવસે તો ચુપ રહ્યો.

બીજે દિવસે હમેશની માફક કેદીઓને બ્હાર લઈ જવામાં આવ્યા ત્યારે તેમના ઉપર હમેશની માફક ફરતી ચોકસી રાખવામાં આવી હતી. એકાદ બે કેદીઓના જોડામાંથી ધૂળ નીકળતાં તપાસ ચાલી અને ભીંતની નીચે નાની સુરંગ જેવું દેખાયું. જેલરે આવી બધા કેદીને ધમકાવ્યા, પરન્તુ કોઈએ જવાબ ન આપ્યો. જે જાણતા હતા તે 'બિચારાને મીઠાના પાણી પાયેલા ચાબકે માર મારશે' એમ વિચારી મુગા રહ્યા. કેટલાક તો આ હિમતભર્યા કામ માટે શાબાશી આપવા લાગ્યા. આખરે જેલરે છગન ભગતને બોલાવ્યો ને પૂછ્યું "ભગત! ત્હમે એકલાજ સાચું બોલો એવા માણસ છો! પરમેશ્વર માથે રાખીને કહો કે આ કામ કોનું છે?" છગન ભગતે હઠીસીંગ સામું જોયું ને બોલ્યો "સાહેબ! હું કાંઈજ કહી શકતો નથી. મ્હારે ન કહેવું એવી પ્રભુની મરજી છે. આપને જે શિક્ષા કરવી

હોય તે કરો. હું આપને શરણેજ છું." જેલરને તથા સિપાઇઓને છગન ભગત ઉપર મમતા હતી એટલે "જેણે ખોટું હશે તેણે ખરૂં, ચોરી પકડાઈ એટલે બસ" કરી વાત પતાવી.

એ રાત્રે છગન ભગત પથારીમાં પડયો પડયો પદો ગાતો હતો. ત્યાં અંધારામાં કોઈ આવતું લાગ્યું. તે માણસ પથારી પાસે આવ્યો. છગન ભગત ઉભો થયો ને જુવે છે તો હઠીસીંગ. "હઠીસીંગ ! વળી શું કરે છે ? ત્હારે શું જોઇએ છીએ ? આટલી રાતે કયાંથી ને કેમ આવ્યો છે?

હઠીસીંગ તો મુંગોજ રહ્યો ને છગન અકળાયો.

"ભાઈ ! બોલતો કેમ નથી ? તું અહીંથી ચાલ્યો જા, હું પણ ત્હારા જેવો ગણાઇશ. જો નહિં જાય તો પહેરેગીરને બૂમ પાડીશ. માટે જા જતો હોઉં તો.

હઠીસીંગ ઘુંટણીએ પડયો, છગન ભગતને પગે માથું મૂકી બોલ્યો. "છગન મોદી ! મ્હને માફ આપો !"

"શા માટે !"

"છગન મોદી ! પેલા વિરમગામના શેઠને મારનાર હુંજ હતો. એ છરી ત્હમારી પોટલીમાં મુકનાર પણ હુંજ. ત્હમારૂં પણ ખુન કરવાનો હતો પણ એટલામાં કાંઈક અવાજ થયો એટલે ત્હમારી પોટલીમાં છરી મુકી નાશી ગયો."

છગન મોદી તો આ મધ્યરાત્રે કેદખાનામાં આ વાત સાંભળી સ્તબ્ધજ થઇ ગયો.

" મોદી ! મ્હને માફ નહિ કરો ? પ્રભુની ખાતર માફ કરો ! કાલ સવારે મારો ગુન્હો કબૂલ કરીશ ને ત્હમને છુટા કરીશ. "

છગન—" હઠીસીંગ, હઠીસીંગ, ત્હારે માટે આ પચીસ વર્ષ દુઃખ ભોગવ્યું છે, જગતમાં ખુની ઠર્યો, બઇરાંછોકરાંનાં દુઃખનું કારણ થયો. આ બધું શા માટે ! હઠીસીંગ ! વાતો કરવી સહેલી છે પરંતુ વર્તવું મુશ્કેલ છે ! છુટકારો ! અરે ! અરે ! હવે શા કામનો ! નિર્દોષ—વ્હાલસોઇ બાઇડી હું ખુની છું એમ માનતી વલવલતી મરી ગઈ હશે, ને છોકરાં ઓળખશે પણ નહિ. હવે કયાં જવું ?

હઠીસીંગ ઉંચું જોતોજ નહિ—જમીન સાથે પશ્ચાત્તાપથી માથું અફાળતો હતો. " છગન મોદી ! મને માફ કરો. ખરેખર મીઠાનાં પાણી પાયેલા ચાબુકનો માર અંતઃકરણના આજના માર જેવો સખ્ત નહોતો. ત્હમને આ સ્થિતિમાં જોઇ, મારે માટે નિર્દોષને જે ખમવું પડયું છે, ખમો છો, તે જોઇ, મ્હારૂં હૃદય કહ્યું કરતું નથી, અને આમ છતાં આટલાં કષ્ટ છતાં ત્હમે મ્હારા ઉપર દયા કરી—શિક્ષા ખમવાનો સંભવ હતો છતાં અક્ષર બોલ્યા નહિ. હાય ! હાય ! આ પાપમાંથી હું કયે ભવ મુક્ત થઇશ ?!

મ્હારા જેવો દુષ્ટ પાપી આ જગતમાં થયો નથી ને થશે નહી. છગનભાઈ! મ્હને માફ કરો 'માફ.' એટલો શબ્દ બોલો." હઠીસીંગ એક બાળકની પેઠે ડુસકાં ખાવા લાગ્યો. હઠીસીંગને રોતાં જોઇ છગન ભગતની આંખમાં આંસુ આવ્યાં ને બોલ્યો—" હઠીસીંગ ! હઠીસીંગ, શાન્ત થાઓ ! પરમેશ્વર ત્હમને માફી આપશે ! ત્હમારાથી હજારગણો હું પાપી નહીં હોઉં એમ કેમ જાણ્યું ? પ્રભુ !...." આ શબ્દો બોલતાં છગન ભગતના ચહેરા ઉપર શાન્તિ પ્રસરી રહી. ઘરની સ્ત્રી–બાલકની લાલસા પળવાર નષ્ટ થઇ અને પ્રભુની સમક્ષ જવાને તૈયાર હોય એમ લાગ્યું.

બીજે દિવસે સ્હવારમાંજ હઠીસીંગે જેલરને સર્વ હકીકત જણાવી. જેલરે રીપોર્ટ કર્યો. ત્રણ મહીને છગનને છોડી મુકવાનો હુકમ આવ્યો. પણ હુકમ આવ્યો તેજ દિવસે છગને દેહ ત્યાગ કર્યો હતો. હાથમાં પદની ચોપડી હતી ને ચોપડી ઉપર પેનસીલથી લખ્યું હતું કેઃ—

પ્રભુ સત્ય જાણે છે પણ કસોટી કરે છે.



# મન ચંગા તો કથરોટમાં ગંગા.



એક પિતા પરમેશ્વર જાણે આપણો;
નિકટ સગાંઓ સમજો ભાઇ બહેન જો !
નીકો ન્હાની મ્હોટી જે જીવો તણી,
વહતું તેમાં એક અખંડિત ગાન જો !
હસનારાંઓ સાથે હસવાનું ઘટે;
રડનારાની સાથે રડવું તેમ જો,
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં:
ઉંચાં ચ્હડશો સ્ત્રીપુરૂષો સૌ એમ જો !

મણિશંકર.

૧

ઉન્હાળાની રાત્રી હતી; નવ હમણાંજ વાગ્યા હતા; આકાશમાં ચન્દ્ર પૂર્ણ કલાએ ખિલ્યો હતો; પવન પણ સહેજસાજ નિકળી આખાદિવસના તાપથી તપ્ત થયેલાને શાન્તિ આપતો હતો; આ સમયે ગુજરાતમાં રૂના મથક તરીકે પ્રસિદ્ધ થયેલા 'વીરૂગામ' એટલે વિરમગામમાં બાધાવાડાને નાકે એક સાધારણ ઘરની બ્હાર ખાટલા ઉપર બે માણુસો બેઠા હતા. એક બાઇને હોકો ગગડાવતો હતો; પાસે છ એક વર્ષનો છોકરો રમતો હતો, આંક ભણતો હતો અને ઘડિકમાં પાસે બેઠેલા કુતરાને કાંકરા મારતો

હતો. બીજો માણસ ખાટલા ઉપર બેઠાં બેઠાં હાથમાંની માળા ફેરવતો હતો અને વચમાં વચમાં વાતો પણ કરતો હતો.

આ ઘર કાલીદાસ શેઠનું હતું. જાત્યે તો કણબી હતા પણ નાણાની ધીરધાર કરતા હોવાથી શેઠ તરીકે ઓળખાતા. કાલીદાસ શેઠ હવે વૃદ્ધ થયા હતા. ગામમાં આબરૂ સારી હતી; મીજાજના કડક હોવા છતાં પૈસાને અંગે લોકપ્રીતિ ઠીક ઠીક હતી. પાઇના દેવાદાર નહોતા અને કાલીદાસનું કુટુમ્બ વિશાળ હતું. બે છોકરા હતા; મ્હોટા છોકરાના છોકરાની વહુ પણ આવતી જતી થઇ હતી; બીજા છોકરાનો ન્હાનો છોકરો છએક વર્ષનો હતો. શેઠની વય શીતેર ઉપર ગઇ હતી. તો પણ શરીરે હૃષ્ટપુષ્ઠ હતા એટલુંજ નહિ પણ વગર ચશ્માએ રાત્રે ચોપડાનો મેળ કાઢી શકતા.

કાલીદાસ શેઠની જોડે બેઠેલા માણસનું નામ મગન હતું. ત્હેની વય પણ લગભગ સાઠ વર્ષની હતી. એકાદ શેઠીયાને ત્યાં ગુમાસ્તીના બારે મહીને અઢીસો રૂપીઆ મળતા હતા. હવે એનાથી કામ નિપજતું નહિ હોવાથી રજા લેવા વિચાર કરતો હતો. ઘેર એકાદ બે ખેતર હતાં. મગનને બે છોકરા હતા; મ્હોટો મુંબાઈમાં વ્હેપારીને ત્યાં નોકર હતો, અને ન્હાનો બાપ પાસે રહી ખેતર વગેરેમાં મદદ કરતો હતો. મગન સ્વભાવે ભલો, આનંદી અને માયાળુ હતો. મૂળ કણબીભાઇ, એટલે રાવણામાં જવાની ટેવ હોવાથી

કસુંબાની ટેવ પડી હતી. છીકણીની ડાબલી તો હોયજ. નવરો પડતો ત્યારે એકતારો લઇ ભજન કરતો અને નહિ તો કાલીદાસને ત્યાં જઇ બે ઘડી બેસતો.

કાલીદાસ અને મગન ન્હાનપણના મિત્ર, એટલે વિદ્વાન વર્ગ માને એવા નહિ, પણ બાળસ્નેહી હતા.

આ બન્ને વૃદ્ધોને કાશીની યાત્રા કરવા જવા વિચાર હતો; પરન્તુ કાલીદાસ શેઠ કામથી પરવારતા નહિ. તે હમેશાં "આટલું કામ પુરૂં થાય એટલે જઈએ" એમ કહેતો, પણ એક કામ પુરૂં થાય કે બીજું ઉભુંજ હોય. છોકરાના છોકરાનાં લગ્ન હતાં; લગ્ન પુરાં થયાં એટલે મ્હોટો છોકરો મુંબાઇ ગયો. તેથી એના આવ્યા પછી જવાનો વિચાર કર્યો. મુંબાઈથી આવ્યો એટલે એક ન્હાનું ઘર લીધું હતું તે ઉકેલ્યું. આપણી વાર્તા શરૂ થાય છે તે રાત્રે મગન અને કાલીદાસ શેઠ કાશી જવાની વાત કરતા હતા.

મગનઃ—કેમ શેઠ? કાશીનું શું કર્યું? જવું છે કે પછી વાયદાજ કરવા છે?

કાલીદાસઃ—ના, ના, મગન! જવું છે, આવતે વર્ષે જરૂર જઇશું. આ વર્ષ તો ખરચ બહુ થઇ ગયું છે. આ ન્હાના ઘરમાં સો રૂપીઆ થશે એમ ધાર્યું હતું પણ ત્રણસો પેશી ગયા અને હજી કામ પુરૂં થયું નથી. સુથાર કડિયા બેસાડયા પછી ઉઠાડવા બહુ મુશ્કેલ પડે છે. આમે ને

આમે દિવાળી પછી જરૂર જઇશું.

મગનઃ—કાલીદાસ ! ‘ હમણા નાહં, પછી ’ એમાં બહુ વખત થયો. હવે આપણે ઘરડાં પાન કહેવાઈએ. હમણા નહિ જઇએ તો તો પછી વખતે જઈ જ નહિ શકીયે. શિયાળામાં એ બાજુ ટાઢ બહુ પડે છે અને આપણે હેરાન થઈશું.

કાલીદાસઃ—એ બધું ખરૂં, પણ આ ઘરનું કામ હાથમાં લીધા પછી એમને એમ મૂકી શી રીતે જવાય ?

મગનઃ—ત્હમારા મ્હોટા છોકરાને સોંપો ને ! એ કાંઈ પારકો છે !

કાલીદાસઃ—એનું તો નામજ જવાદો ને ! એને કયાં ઘરમાં લક્ષ આપવું છે ! એને તો નાટક ચેટકનો રસ લાગ્યો છે. એનો વિશ્વાસ શો !

મગનઃ—શેઠ ! એતો આપણે હયાત છીએ. નહિ તો હવે એમનેજ સંભાળવાનું હોયને ! આપણા છતા શીખે તો શું ખોટું ! હવે આપણે કયાં સૂધી ફિકર રાખવી !

કાલીદાસઃ—એ ખરૂં ! પણ આપણી પોતાની દેખરેખમાં ફેર પડે.

મગનઃ—ત્હમારૂં કામ તો પુરૂં થવાનુંજ નથી. ગયા ગ્રહણ વખતે બધાં મ્હારે ત્યાં વાસણ માંજવાં હતાં ત્યારે મ્હારા મ્હોટા છોકરાની વહુ કહે કે જો ગ્રહણનો નહિ

દિવસ ન હોય તો કોઇ દિવસ ઘરમાં સાફ થાયજ નહિ, તેમ ત્હમે જો જવાનો દિવસ નક્કી નહિ કરો તો જઇ શકવાનાજ નથી.

કાલીદાસઃ—તું કહે છે તે ઠીક છે. પણ ઘરમાં રૂપીઆ બહુ પેશી ગયા. કાશીના ઓછામાં ઓછા સો રૂપીઆ જોઇએ. એ લાવવા કયાંથી ?

મગનઃ—વારૂ, વારૂ, શેઠ ! એવું બોલશો નહિ. હોય તેએ સરખા ! અને ન હોય તેએ સરખા ! નકામા પાપમાં શું કામ પડો છો ? પરમેશ્વરે આટલું બધું આપ્યું છે ને ! મ્હારા જેવાને નથી તે પણ બીજાના લેવા ધારે છે.

કાલીદાસઃ—તું કયાંથી લાવીશ ?

મગનઃ—પાંચ પચીસ પડયા છે ને બાકી કપાશીયા છે તે ખાતે કોઇ પાસેથી લઇશ.

કાલીદાસઃ—હાલ કપાશીયા વેચીશ અને આગળ ભાવ તેજ થશે તે વખતે પસ્તાઇશ.

મગનઃ—ખરાબ કામ સિવાય બીજા માટે હું પસ્તાતોજ નથી.

કાલીદાસઃ—એ તો ઠીક. પણ ઘરમાં બગાડ થાય તે તો લાગે તો.

મગનઃ—પણ મનુષ્યદેહ ધરી આત્માનું બગડે છે તે નહિ કે ? કાશી ગયા વિના નહિજ ચાલે અને તમારે પણ સાથે આવવુંજ પડશે.

૨

"મગન નિકળવાને તલપાપડ થઇ ગયો છે. મ્હારે હજી બહુ કામ છે. ઘર છોડીને તે શી રીતે જવાય! છોકરાઓમાં અક્કલ નથી. ખર્ચ વધારે કરી નાંખશે. કાશીની યાત્રા એ તો ઠીક, પણ સો સવાસો રૂપીઆ ચાલ્યા જવાના. વાતજ ન ઉપડી હત તો સારૂ." કાલીદાસ શેઠ આમ વિચાર કરતા હતા. અન્તે આઠ દિવસની ભાંજગડ પછી શનિવારે સ્હવારની ગાડીમાં જવા નિશ્ચય થયો. કાલીદાસ શેઠ પાસે પુંજી નહોતી એમ નહિ, પણ દુખાતે મને ઓરડાના સંચમાંથી એક કોથળી કાઢી ત્રણસો રૂપીઆ કાઢયા. આમાંથી દોઢસો રાખ્યા અને દોઢસો પોતાની સ્ત્રીને ઘરખર્ચના આપ્યા અને કરકસરથી રહેવા આગ્રહ કર્યો. મગને કપાશીયા વેચી પંચોતેર રૂપીયા લીધા અને ત્હેની સ્ત્રી બાંધણું વિગેરે બાંધી પચીસેક કમાઈ હતી તે લીધા. જતી વખત કાલીદાસ શેઠે પોતાના કુટુમ્બને બોલાવ્યું અને કહ્યું—

"જો જો ઘર સંભાળજો. પેલું ઘર સમું થાય છે. તેના છાપરામાં બહુ રૂપીઆ પેસી ન જાય તે જોતા રહેજો. ઘરમાં પણ જોઈ વિચારી ખર્ચ કરજો. ખેતરમાં ખબર કાઢતા રહેજો. કોઇ રૂપીઆ લેવા આવે તો આપશો નહિ. હું જાઉં છું તો ખરો પણ મ્હારો જીવ ત્હમારામાં છે."

આથી ઉલટું, મગને ઘરની કાંઈ જ ફિકર રાખી

નહોતી. 'તું છે એટલે મ્હારે ફિકર નથી. યાત્રાએ જતાં ઘર સંભારવું શું !' એટલા શબ્દ પોતાની સ્ત્રીને કહ્યા. મગન અને કાલીદાસ નિકળ્યા. કુટુમ્બ, મિત્રમંડળ સ્ટેશન સૂધી વળાવવા આવ્યું. સ્ટેશન ઉપર કાશીની ટીકીટ માગી પણ ટીકીટ માસ્તરે પોતાની મહેનત બચાવવા મ્હેસાણેથી લેવા ભલામણ કરી અને મ્હેસાણાની ટીકીટ આપી. યાત્રાળુને ઠેઠની ટીકીટ ન હોવાથી કેટલું ખમવું પડે છે ત્હેનો અનુભવ ટીકીટ માસ્તરને હોત તો આ સ્થિતિ ન આવત. ઠેર ઠેર ઉતરવું, સામાન જોખાવવો, વખત થઈ જતો હોય તે વખતે "બક્ષીસ" આપી ટીકીટ લેવી એ સર્વ પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓ કયાંથી જાણે ?

આઠ વાગ્યે ગાડી ઉપડી. ઉપડતાંની સાથે જ "આવજો" "સંભાળજો" "અમારી વતી દર્શન કરજો" એવા શબ્દો સ્ત્રીમંડળ તરફથી નીકળ્યા.

કાલીદાસ શેઠનાં પત્નીની આંખમાંથી આંસુ નીકળ્યાં. કાલીદાસ શેઠ "ઘર સંભાળજો. જોઈ વિચારીને ચાલજો" એમ કહેતાજ રહ્યા; ત્યારે મગને 'જય મહાદેવ' એમ કહી સ્મિતહાસ્ય કર્યું, ગાડીએ સ્ટેશનની હદ છોડી. કાલીદાસ શેઠ બીજા ઉતારૂઓ સાથે વાતે ચડયા. એમની વાતમાં કુટુમ્બકથા સિવાય બીજું કાંઇ નહોતું. "આજકાલનાં છોકરાંઓને ઘર ચલાવવાની આવડત જ નથી હોતી. કાશીથી આવીશ ત્યારે કોણ જાણે શુંએ કર્યું હશે ! અહીંથી

પાછો જાઉં તો કેમ ? ચકુ શેઠને ત્યાં ઉઘરાણી કરવા કહેવાનું ભૂલી ગયો; દોરાબજી દાક્તરને ઘરેણાં ઉપર બાર આનાના વ્યાજે રૂપીયા આપવાના હતા તે રહી ગયા; સો બસો રૂપીઆ સ્હેજમાં કમાત તે વાત મારી ગઈ." આ કાલીદાસના વિચાર, આ જ કાલીદાસનો જીવનહેતુ.

મગન ગાડીના એક ખુણામાં બેઠો બેઠો હાથમાં માળા રાખી હરિનામનું ભજન કરતો હતો. કોઇ વખત ઉતારૂઓ સાથે સામાન્ય વાતો કરતો હતો. વળી કાશીએ જઇ શું વ્રત લેવું ત્હેનો વિચાર કરતો હતો; એટલામાં છીંકણીની ડાબલી સાંભરી, ખોળી પણ જડી નહિ. પાસે બેઠેલા ઉતારૂ પાસે માગી. છીકણીની ચપટી લીધી ત્યારેજ જીવ ઠેકાણે બેઠો. વીરમગામ છોડયું ત્હેની સાથેજ ઘરની ચિન્તા છોડી હતી. અગીઆર વાગ્યે મ્હેસાણે આવ્યા. અમદાવાદની ગાડી બાર વાગ્યે આવતી હોવાથી સ્ટેશન બ્હાર જવું પડયું. નાસ્તો કર્યો પછી ઠેઠ કાશીની ટીકીટ લેવા ગયા.

ટીકીટ માસ્તરઃ—કાશીની ટીકીટ નહિ મળે. દીલ્હીની લેવી હોય તો લે.

મગનઃ—પણ સાહેબ ! વિરમગામવાળા માસ્તર કહેતા હતા કે મ્હેસાણેથી મળશે ને આપ ના કેમ કહો છો ?

ટીકીટ માસ્તરઃ—ચાલ્યો જા. વખત નથી.

પાસે ફરતા સિપાઇએ મગનને કાંઇ કાનમાં કહ્યું પણ ત્હેને અનુકૂળ પડયું નહિ તેથી દીલ્હીની ટીકીટ લીધી. ગાડી આવી. ઉતારૂઓ બ્હાર નીકળ્યા પછી જનાર ઉતારૂને અંદર લેવા માંડયા. મજુર સામાન ઉપાડી ઝાંપામાં પેસે છે ત્યાં "એ–કોનકા સામાન હે? કાંટેપે લે જાવ?" ની બુમ પડી.

કાલીદાસઃ—સાહેબ ! બે ટીકીટો છે ને સામાન બહુ નથી.

માસ્તરે "લે જાઓ !" કહી ધક્કો માર્યો. સામાન કાંટા ઉપર ગયો. બે ત્રણ વાર તોળ્યો, પણ વધ્યો નહિ. વખત થોડો હતો, માંડ માંડ અંદર આવ્યા ને જુવે છે તો ગાડીમાં ભીડ હતી. ઠેઠ એનજીન પાસેના એક ડબામાં સ્હેજ જગા હતી. અંદર બેઠેલા બારાણું ઉઘાડવા દેતા નહોતા ને બેસવાની રગઝગ ચાલતી હતી, ત્યાં કસ્ટમ ખાતાના બે સિપાઇઓ આવ્યા. "અબે? ખોલ પેટી !" કહી બન્ને યાત્રાળુને પેટી ઉઘાડવાનો હુકમ કર્યો.

કાલીદાસઃ—સાહેબ કાંઇ નથી. અફીણ હમે ખાતા નથી ને મીઠું છે નહિ.

સિપાઇઃ—ચલ, ખોલ, બતા દે હમકું.

મગનઃ—ભઈસાબ ! ગાડીનો વખત થઇ ગયો છે ને હમે રહી જઇશું. એક કલાક ક્યાં હતા તે હમણા ગાડીમાં

બેસવા વખત આવ્યા !

સપિાઇ—તું કોન હમકું પૂછને વાલા.

આમ ભાંજગડ ચાલી. કોઇકે મીયાંને ખુશી કરવા ભલામણ કરી. આખરે પેટીઓ ઉઘડી અને અંદર કાંઇ ન દેખ્યું એટલે સિપાઇઓ ખસ્યા. ગાર્ડ આવી બન્નેને બેસાડયા, બારણાને ચાવી દેવાઇ ને ગાડી ઉપડી.

ત્રીજા વર્ગના ઉતારૂને માટે રેલ્વેવાળા જરી પણ સગવડ કરી આપતા નથી એ લાંબી મુસાફરી કરનારને સારી રીતે જાણીતું છે. એક એક ડબ્બામાં જેટલાં પુરાય એટલાં બકરાં પુરે છે એવો દેખાવ કોણે જોયો નથી ? કુદરતી હાજતો પુરી પાડવા ઘણી વખત ગોઠવણ હોતી નથી. માત્ર ફર્સ્ટ અને સેકન્ડ કલાસવાળાનેજ આ હાજતો થતી હશે અને ત્રીજા વર્ગના ઉતારૂઓને થતી નહિજ હોય ! ડબ્બાને ચાવી હોય, અને સ્ટેશન આવે હાજત પુરી પાડવા ઉતરે તો ગાડી ઉપડી જવાની બ્હીકમાં ઉતારૂની જે માનસિક સ્થિતિ થાય છે તે કઠોરમાં કઠોર મનુષ્યના હૃદયને પિગાળવા બસ છે. છતાં આજ વર્ગ ઉપર આખી રેલ્વેનો આધાર છે એવું માનનારી જે રેલ્વે કંપની એમની સગવડો તરફ દુર્લક્ષ રાખે તે કમ્પનીના મેનેજરોનાં કેવાં હૃદય હશે, ત્હેની કલ્પના પણ થઇ શક્તી નથી. આપણી વાર્તાના કાલીદાસ શેઠ અને મગન આવું દુઃખ ભોગવતા ત્રીજે

દિવસે દીલ્હી સ્ટેશને આવી પહોંચ્યા.

હિંદુસ્તાનની મૂળ રાજ્યધાનીનું શહેર દીલ્હી એક જબરજસ્ત શહેર હશે એમ સ્ટેશન ઉપરથીજ લાગે છે. સ્ટેશન ઉપર દશ બાર તો પ્લેટ ફોર્મ છે અને એટલી ગાડીઓ જાય છે આવે છે કે જો રેલ્વેનો બંદોબસ્ત ન હોય અને અમુક નંબરના પ્લેટ ફોર્મ ઉપર જવાને બદલે બીજા પ્લેટ ફોર્મ ઉપર જાય, તો લાહોર જનારો કલકત્તા જાય, આગ્રા જનારો મીરત જાય, ને મુંબાઈ જનારો પંજાબ. જાય કાલીદાસ અને મગન જવાના હતા તો કાશી, પણ ટીકીટ ન હોવાથી દીલ્હી ઉતર્યા. મજુર કરી બેચાર પ્લેટ ફોર્મના દાદર ચ્હડી ઉતરી સ્ટેશન બ્હાર આવ્યા. બ્હાર નિકળ્યા કે તરત " કયું જનાબ! સરાઈમાં ચલોગે!" કહી પાંચ સાત દીલ્હીવાળા વળગી પડયા. આખરે એક સરાઇવાળાની સાથે ગયા. આ સરાઈ ( ધર્મશાળા ) સ્ટેશનથી બહુ દૂર નહોતી. સરાઈવાળાએ ઉપરની એક ઓરડી ખોલી આપી. " જનાબ! એઈ કમરા ( ઓરડી ) સ્સ્તે પે પડતા હૈ. આપ હીધર આરામ કરો; કમરાકા એક રોજકા એક રૂપેયા દામ લગેગા " જાત્રાળુઓએ થાકયા પાકયા અહીં રહેવાનો વિચાર કર્યો. સામાન મૂકયો. પાણી લેવા જતાં ખબર મળી કે આ ધર્મશાળા મુસલમાનની છે. આ સાંભળતાંજ કાલીદાસ શેઠનો મીજાજ ગયો, અને યદ્વા તદ્વા બોલવા લાગ્યો.

મગનઃ—શેઠ ! મ્હેં ખબર કાઢી છે. હીંદુ વીશી બહુ આઘે છે. સ્ટેશન ઉપર મુસલમાન ધર્મશાળા વધારે છે. હવે થયું તે થયું. આપણે ખાઇશું પીશું નહિ. સ્હાંજની ગાડીમાં તો જવું છે, માટે જેમ તેમ પડી રહો.

થોડીવાર પછી બન્ને વીશીની ખોળમાં નીકળ્યા, ચંદનીચોકમાં આવ્યા. આ ચોક જોતાં બન્નેનાં મન પ્રફુલ્લિત થયાં. આ શહેરનો દમામ મુસલમાન સમયમાં કેવો હશે ત્હેનો વિચાર કરવા લાગ્યા. બજારમાં એક ખૂણામાં સીધપુરીઆ બ્રાહ્મણની વીશીનું પાટીયું વાંચ્યું અને આ બન્ને ઉપર ગયા. ખાવાનું નક્કી કરી જમનાજીમાં સ્નાન કરવા ચાલ્યા. આગળ ચાલતાં એક કિલ્લો નજરે પડયો. આ કિલ્લામાં દિવાનેખાસ, મયૂરાસનનું સ્થળ, મોતી મસ્જીદ વગેરે જોવાનું છે, એમ સાંભળતાં જોવાની ઈચ્છા થઈ. કિલ્લા પાસે વિદેશી સોલ્જરો પેરો ભરતા હતા, ત્હેમને જોઇ ડઘાઇ ગયા અને પાછા ફરવાનો વિચાર કર્યો. આખરે દેશી સિપાઇઓની સાથે બક્ષીસની ગોઠવણ કરી અંદર દાખલ થયા. કિલ્લાની અંદરની સ્વચ્છતા, ભવ્યતા, અને ગોઠવણુ જોઇ દિઙ્મૂઢ બન્યા. દિવાને ખાસ વગેરે જોયું. કાળ શું નથી કરતો ? જે તખ્ત આગળ ડૉ. હેમીલ્ટન, સર ટોમસ મોરે કુરનસ બજાવી બંગાળાના એક ન્હાના ભાગમાં વેપાર કરવા દેવા પરવાનગી માગી હતી, તેજ તખ્ત આજ વેપાર કરનાર પ્રજાને તાબે ! ચ્હડતી પડતી સર્વને છે, મગનના મનમાં

આવા વિચાર ચાલતા હતા ત્યારે કાલીદાસ શેઠ વિચારતા હતા કે મુસલમાન બાદશાહ જેવા ગાંડા કોઇ નહિ. આવા મહેલ શણગારવામાં લાખો રૂપીઆ ખરચી નાંખ્યા ત્હેના કરતાં વ્યાજે મૂકયા હત તો કેટલો લાભ થાત! પછી તેઓને દીલ્હીની બીજી જગાઓ જોવાની ઇચ્છા થઈ પણ તે કામ વળતી મુસાફરી ઉપર રાખ્યું. જમનાજીમાં સ્નાન કરી, જમી, ઉતારે આવ્યા. સાંજના મજુર આવ્યો. મજુરની સાથે ગોઠવણ કરી હતી એટલે ટીકીટનો વાંધો ન આવ્યો અને છ વાગ્યાની ગાડીમાં પ્રયાગ તરફ નિકળ્યા.

૩

બીજે દિવસે સ્હવારે પ્રયાગ તીર્થે આવી પહોંચ્યા. ત્યાં ઉતરી ધર્મશાળામાં ઉતારો કર્યો અને એક્કામાં બેસી સંગમસ્નાન કરવા ગયા. આ વખતે પ્રયાગ (અલ્હાબાદ)માં પ્લેગ જોરમાં ચાલતો હતો, તે સાથે દુકાળનું જોર પણ ઓછું નહોતું. આખા ગામમાં શુનકાર જેવું થઈ રહ્યું હતું. રસ્તામાં એક પછી એક શબ, રોનારાનાં ટોળાં, દુઃખ, ગરીબાઈ અને કંગાલપણાં સિવાય કાંઇ દેખાતું નહતું. રસ્તામાં ‘ રાંકા ’નાં મડદાં નજરે તરી આવતાં હતાં. આ સ્થિતિ જોતા જોતા બન્ને મિત્રો ન્હાઇને ધર્મશાળામાં આવ્યા. આવતી વખત અવાય કે નહિ તે નક્કી ન હોવાથી ગંગાજળ ભરી લેવા બે વાસણ લેવા મગનને જવાનું થયું. બે વાગ્યાની ગાડીમાં જવાનું હતું અને અગીયાર વાગી ગયા

હતા. ખાઇ પી કાલીદાસને મોડું થાય તો સ્ટેશન ઉપર જવાનું કહી, મગન ગામમાં ગંગાજળ માટે સિરોઈ લઈ ગંગાજળ ભરી ઝારણુ દેવડાવવા ગયો. ગામમાંથી પરવારી પાછા આવતાં ગામ બહાર એક ન્હાના ઝુપડામાં ચીસ સંભળાઈ. આ સ્થળે કોઇ ન હોતું, તે જોઈ મગન પેલા ઝુંપટા તરફ ગયો. અંદર જઇ જૂવે છે તો એક વૃદ્ધ માણુસ ખાટલામાં તાવે ફફડતો, ભાનવિનાનો આળોટે છે. એક બાજુ બે ન્હાનાં છોકરાંઓ ! " ભૂખ લાગી છે " કરી આરડે છે, ત્યારે ભૂખથી બોલવાની-હાલવાની આય નથી. એવી એક સ્ત્રી એક હાથે છોકરાંના વાંસા ઉપર હાથ ફેરવે છે, તો બીજા હાથે ખાટલા ઉપર પડેલા પોતાના ધણીને શાંત કરે છે. આવી દયાજનક સ્થિતિ જોતાં મગનનું હૃદય ભરાઇ ગયું. તપાસ કરતાં પુરૂષને પ્લેગ જણાયો, અને આખી ઝુંપડીમાં કોઇ નજરે પડયું નહિ. " ગાડીનો વખત થયો છે ને કાલીદાસ વાટ જોતો હશે " એ વિચાર આવતાં મગનને જવાનું મન થયું; ત્યારે એક ઈશ્વરનાં બાલક હોઈ પોતાનાં ભાઈ બ્હેનને આવી સ્થિતિમાં મૂકી જવાનું ઠીક ન લાગ્યું. કાલીદાસની કંઈ દરકાર ન રાખતાં મગને ગંગાજળની સિરોઈ ઉઘાડી પેલા વૃદ્ધ પ્લેગવાળાના ગળામાં સહજ ગંગાજળ રેડયું. ' ખાવાનું લાવું છું ' કહી ગામમાં ગયો અને પુરી શાક લાવી છોકરાંને અને પેલી સ્ત્રીને સંતોષી. પેલી સ્ત્રીનામાં કાંક જીવન-શક્તિ આવ્યાં, તેથી

પતિની અને છોકરાંની સેવા કરવા તત્પર થઇ. આ રાંક કુટુમ્બને કાંઇ સાધન નહોતું! તે મજુર વર્ગનું હોવાથી મજુરી કરી દિવસ નિર્ગમન કરતું હતું, ત્યાં પ્લેગ ને દુકાળને લીધે આવી સ્થિતિ થઈ. બીજા ચાર પાંચ દિવસ થતાં સૂધી અહીં રહી આ કુટુમ્બને રસ્તે પાડવામાં, ત્હેને જીવતદાન આપવામાં, કાશીની યાત્રા કરતાં મહત પુણ્ય છે, એમ મગન ધારતો હતો તેથી મગને ધર્મશાળામા જઈ રહેવા કરતાં અત્રે જ રહેવું યોગ્ય ધાર્યું. મગને પોતાના જ પૈસામાંથી આ કુટુમ્બને આવશ્યક વસ્તુઓ આણી આપી. ગામમાંથી વૈદ બોલાવી પ્લેગવાળાની દવા કરવા માંડી. અનાથનો બેલી ઈશ્વર છે, તેથી ઈશ્વર કૃપાથી આ કુટુમ્બમાં શક્તિ આવી, છતાં પેલા વૃદ્ધ પુરુષથી હજી મજુરીએ જવાય તેમ નહોતું. બીજા દશપંદર દિવસ જીવવ્યવહાર ચાલે એટલું સીધું મગને આણી આપ્યું. આ નિરાધાર દુઃખી કુટુમ્બની સેવામાં મગનના તમામ પૈસા ખરચાયા હતા, અને હિસાબ કહાડતાં જણાયું કે માત્ર ઘેર જવાના થોડા પૈસા ઉપરાંત ફાજલ બહુ જ થોડું રહ્યું હતું. “ કાશીની યાત્રા શી રીતે થશે! વિશ્વનાથ મહાદેવ મ્હને માફી આપશે. કાલીદાસ શેઠ મ્હારીવતી દર્શન કરશે.” એ વિચાર દૃઢ થતાં ઘર તરફ જવાનો વિચાર કર્યો. બીજે દિવસે સ્હવારમાં પેલા કુટુમ્બની ખબર કાઢી, કુટુમ્બના ઉભરાતા શુદ્ધ સ્નેહનાં અશ્રુ નિહાળતો મગન વિરમગામ

તરફ રવાના થયો. ત્રીજે દિવસે વિરમગામ એકલા મગનને જોતાં ગામે કાલીદાસની ખબર પૂછી, એના ઉત્તરમાં તે એટલું જ બોલ્યો કે—"રસ્તામાં મ્હારા પૈસા ખૂટી જવાથી કાશી ગયા વિના પાછો આવ્યો છું અને કાલીદાસ શેઠ ગયા છે." આ ઉત્તરથી લોકોએ મગનને મૂર્ખામાં ગણ્યો અને "નસીબમાં જાત્રા હોય તો થાયને? પેલે જનમ પૂણ્ય કર્યા હોય ત્યારે કાશીવિશ્વનાથનાં દર્શન થાય" એવી ટીકાઓ થઈ. મગનનાં સ્ત્રી પુત્રો આનંદમાં હતાં અને ઘર-વ્યવહાર કરકસરથી ચલાવી મગનની પ્રતિષ્ઠા તેમણે જાળવી હતી.

* * * * *

૪

કાલીદાસે પ્રયાગના સ્ટેશન ઉપર મગનની બહુ વાટ જોઇ પણ ગંગાજળ લઇ મગન આવ્યો જ નહિ. ગાડી આવી. થોડી વાટ જોઇને પછી કાશી મળી રહેશે, એમ માની તે છેવટે ગાડીમાં બેઠો. ઘડીકમાં મગનની ફિકર કરતો, ઘડીકમાં ઘેર કેમ હશે? કોણ જાણે કેટલાયે પૈસા ખરચી નાંખ્યા હશે! એમ વિચારતો કાલીદાસ બીજે દિવશે કાશી આવી પહોંચ્યો. હજારો યાત્રાળુ–મુસાફરો કાશીમાં ફરતા હતા. કાશીના સાંકડા રસ્તામાં એક ગુજરાતી યાત્રાળુ મળ્યો અને ત્હેની સાથે મણિકાણકાના ઘાટ ઉપર આવેલી ધર્મ-શાળામાં ઉતર્યો. થોડીવાર થઈ ને પેલો ગુજરાતી યાત્રાળુ

કાલીદાસને કહેવા લાગ્યો “ શેઠ ! કોણ જાણે કેમ ! ગાડીમાં જરાક ઉંઘ આવી તે મ્હારો સામાન જ કોઈ ઉપાડી ગયું છે. હવે મ્હારી પાસે પાઈ નથી. એકાદ બે રૂપીઆ આપો તો જાત્રા થાય. ” કાલીદાસે માંડ માંડ બે રૂપીઆ આપ્યા. “ મ્હારા પણ રૂપીઆ જશે ” એ બ્હીકે ન્હાતાં–ધોતાં–દર્શન કરતાં રૂપીઆની ફડક શેઠને પેઠી હતી. બ્રાહ્મણો પૈસા દક્ષણાને માટે આગળ પાછળ ફરી વળવા લાગ્યા, પણ આ શેઠે પાઈ પણ ન આપવા ઠરાવ કર્યો હતો. ન્હાઇને કાશી વિશ્વેશ્વરનાં દર્શન કરવા ગયો. કાશી વિશ્વેશ્વરનું મંદિર આખા આર્યાવર્તમાં પવિત્ર મનાતું હોવાથી અસંખ્ય યાત્રાળુની ભીડ નિરંતર હોય છે. મંદિરની ભવ્યતા કરતાં શ્રદ્ધાને પરિણામે ભવ્યતા વિશેષ લાગતી હતી. દ્વાર આગળ બ્રાહ્મણની પાસેથી નમણનાં બીલી પત્ર લઈ, “ પૈ ” આપી, કાલીદાસ અંદર ગયો. વિશ્વનાથની પાસે એટલી ભીડ હતી કે કોઈથી આગળ જવાય એમ નહોતું. કાલીદાસે સ્હામેના થાંભલા ઉપર ચડી મહાદેવનાં દર્શન કર્યાં. જરાક વાર પછી જુવે છે તો એક વૃદ્ધ પુરૂષ શંકરના ઉપર ગંગાજળનો અભિષેક કરે છે, પુષ્પ ચ્હડાવે છે, અને શાન્ત મુદ્રાથી ઈશ્વરનું સ્તવન કરે છે. આ જોતાં જ કાળીદાસ તો સ્તબ્ધ થઇ ગયો. “ કોણ ! મગન ! મગન ! અહી ક્યાંથી ?! બીજી ગાડીમાં આવ્યો હશે. લાવ બોલાવું ” એમ કરી બોલાવા જાય છે તો મગન ગુમ થઈ ગયો. “ ભીડમાં ગયો

હશે. કાલે બોલાવીશ.” એમ કહી કાલીદાસ પોતાને ઉતારે ગયો. બીજે દિવસે કાલીદાસે મગનને પૂર્ણ શ્રદ્ધાથી પૂજન કરતો જોયો. આજ વિશેષમાં જાણે ઇશ્વરે એની પૂજા સ્વીકારી હોય એમ ભાસ થયો. “ નક્કી મગન નિરાંતે આગળ જઈ ઉભો છે. આજ તો દરવાજા પાસે જઇ ઉભો રહું એટલે પૂજા કરી નિકળતાં પકડીશ.” એમ ધારી કાલીદાસ બારણા પાસે ઉભો રહ્યો. અડધો કલાક થયો, કલાક થયો, બે કલાક થયા, પણ મગન દેખાયો જ નહિ. અંદર જોયું તો કોઇ નહોતું. વિસ્મય પામતો ઉતારે ગયો. ત્રીજે દિવસે ઘર તરફ જવા નીકળ્યો ને ચારે દિવસે વિરમગામ આવ્યો. સ્ટેશન ઉપર ગામમાંનાં પ્રતિષ્ઠિત માણુસો સામાં આવ્યાં હતાં, ત્હેમાં મગન પણ હતો. મગનને જોતાં કાલીદાસના મનમાં કાંઇ કાંઈ વિચારો આવ્યા, પણ આ જગાએ કાંઇ બોલવું નહીં એમ માની ચુપ રહ્યો. ઉતરતાંની સાથે-“ ઘરનું કેમ છે ? ચકુ શેઠના પૈસા આવ્યા ? દોરાબજી ને ત્યાંથી માણુસ આવ્યું હતું ! ” એવા સવાલોજ પહેલા નીકળ્યા. ઘેર ગયા ત્યાં ખબર મળી કે મ્હોટો છોકરો શેઠની ગેરહાજરીમાં વ્યસની થઇ ગયો હતો અને શેઠના પૈસા ભાર કરવા લાગ્યો હતો. શેઠે અડાવ્યો ત્યારે સ્હામા ઉત્તર આપવા લાગ્યો.

કાલીદાસ ખિન્ન થઇ સ્હાંજરે મગનને ઘેર ગયા. ત્યાં મગન કુટુમ્બની સાથે વાર્તાવિનોદ કરતો આનંદમાં બેઠો

હતો. મગન અને કાલીદાસ એકાન્તે મળ્યા અને પોતપોતાની વીતી કહી. વાત સાંભળતાં ઇશ્વરે ત્હેની સેવા સ્વીકારી માટે મગનની આંખમાં હર્ષનાં ને ઉપકારનાં આંસુ આવ્યાં, અને કાલીદાસ શેઠ સ્હમજયો કે આપણું જીવન સ્વાર્થમાં બગાડયા કરતાં જીવનપર્યંત સર્વ મનુષ્ય પ્રાણી પ્રત્યે સ્નેહભાવ રાખી સત્કાર્યો કરવામાં ગાળ્યું હોય તો જ ઈશ્વર પ્રસન્ન થાય છે અને એજ મહાન ભક્તિ–મહાન્ યાત્રા છે. માત્ર સવ કૃત્યો નિઃસ્વાર્થ અને ઇશ્વર પ્રીત્યર્થે જ હોવાં જોઈએ.



# જ્યાં સ્નેહ ત્યાંજ ઇશ્વર.



અમદાવાદમાં સ્ટેશન તરફ જતાં પાંચ કુવા નજદીક એક બેઠા ઘાટના મકાનમાં મલજી નામનો દરજી રહેતો હતો; એના ઘરનો એક ભાગ રસ્તા ઉપર પડવાથી સંચો ચલાવતાં ચલાવતાં રસ્તા ઉપર પસાર થતા લોકો જોઇ શકતો અને વખતોવખત કોઇ સારાં માણુસને "ભાઈસાહેબ" "મહેરબાન" કહી સલામ કરતો. દુકાન ન્હાની હતી. એની સિવાઇ અને વખતસર આપવાની ટેવથી ખાડીયા, રાયપુરના પ્રતિષ્ઠિત માણુસો ઉપરાંત સાહેબ લોકો વિગેરે પણુ એની પાસેજ કપડાં શિવડાવવા આવતા. શેઠ શાહુકારને બગીમાં જતા દેખી ગ્રાહકોને "આ શેઠે પહેરેલો કોટ ખમીસ મ્હેં શીવેલો" એમ કહેતો અને આનંદ માનતો. આ લત્તામાં ઘણુા ઘણુા વર્ષથી રહેતો હોવાથી શહેરના ઘણુા ભાગમાં તે જાણીતો થયો હતો. યુવાવસ્થામાં સારી કમાણી અને ધંધાને લીધે ઇશ્વરનું નામ વિસરી ગયો હતો; પરન્તુ જેમ જેમ વૃદ્ધાવસ્થા આવતી ગઇ તેમ તેમ પડોશમાં ભજન સાંભળવાની ટેવથી ઇશ્વર તરફ મન વળતું ગયું. એટલામાં દૈવવશાત ત્રણુ વર્ષનો છોકરો મૂકી ત્હેની સ્ત્રી દેવલોક પામી. જેમ તેમ કરતાં છોકરો મ્હોટો થયો, અને વૃદ્ધાવસ્થામાં પિતાને મદદ કરવા લાગ્યો. એટલામાં

રાત્રે એક ગ્રાહકને તૈયાર લુગડાં આપતાં હેઠળ પડેલા ગ્યાસલેટના દિવાને ધોતીયાનો છેડો લાગ્યો અને છોકરો દાઝયો. દાક્તરોની ઘણીયે મદદ લીધી પણ સખ્ત દાઝવાથી આરામ ન થયો અને પિતાને વૃદ્ધાવસ્થામાં રઝળતો મૂકી ચાલ્યો ગયો.

મલજી શાન્ત સ્વભાવનો, પ્રમાણિક અને ઇશ્વરથી ડરીને ચાલનાર હતો, છતાં વૃદ્ધાવસ્થામાં પડેલા આ ઘાથી એનું હૃદય ખિન્ન થયું, અને નિરાશાને પરિણામે ઇશ્વરને ઠપકો આપવા લાગ્યો, મૃત્યુ માગવા લાગ્યો અને મૃત્યુને ન મોકલનાર પ્રભુને ગાળો દેવા માંડી. એ દિવસથી મલજીએ દેવદર્શને જવાનું બંધ કર્યું. એક દિવસ મલજીનો ઓળખીતો બ્રાહ્મણ લીંબડીથી મળવા આવ્યો અને એની સાથે વાતચીત કરતાં મલજીએ જણાવ્યું કે—

“ કાકા—હું મૃત્યુ શિવાય બીજું માગતો નથી. મ્હને હવે કોઇ તરફની આશા નથી. ”

“ એવું ગાંડુ ગાંડુ બોલીશ નહિ. ઇશ્વરની શી ઇચ્છા હશે તે આપણી ક્ષુદ્ર બુદ્ધિથી સ્હમજી શકાય એમ નથી.

ત્હારા છોકરાએ મરવું જોઇએ અને ત્હારે જીવવું, એવી ઇશ્વરની મરજી હશે. ત્હારા છોકરાને માટે દિલગીર થવાને બદલે ત્હારા પોતાના સુખના અભાવને માટે તું વિશેષ દિલગીર હોય એમ લાગે છે.”

"મ્હારા પોતાના સુખ અર્થે ન જીવું તો કોને માટે જીવું ?"

"ઈશ્વરે આપણને સજીવ કર્યા છે માટે ત્હેને માટે જ આપણે જીવવું, અને જ્યારે એમ સમજીશ ત્યારેજ જીવનનાં દુઃખોની અસર નહિ થાય.

"ઇશ્વરને માટે કેવી રીતે જીવવું ?"

"એ માટે કથાશાસ્ત્ર શ્રવણ કર. શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને આપેલો બોધ યાદ લાવ અને તરતજ સમજાશે."

આ દિવસથી તે સ્વામિનારાયણના મંદિરમાં થતી કથા સ્નેહપૂર્વક સાંભળવા લાગ્યો. શ્રદ્ધા ઉત્પન્ન થઈ અને મનઃશાન્તિ થવા માંડી, જે મલજી પ્રત્યેક રાત્રિયે નિશ્વાસ નાંખતો, ઇશ્વરને ઠપકો આપતો અને પથારીમાં આળોટયા કરતો, તેજ મલજી સ્હવારે સ્નાન કરી એકાગ્ર ચિત્તથી માળા લઇ પ્રભુનું ધ્યાન ધરતો અને "ઇશ્વર જે કરે છે તે સારા માટે" એમ માની શાન્ત ચિત્તે નિદ્રા લેતો થયો.

મલજીના જીવનવ્યવહારમાં પણ ફેરફાર થયા; પ્રથમ કામથી પરવારી દુકાનની સ્હામે આવેલી દારૂની દુકાનમાં જઇ નિશો કરી, બોલાબોલી કરી ધાંધળ મચાવી ઘેર આવતો, તે હાલ નિર્મળ પાણી અને દૂધ શિવાય કાંઇ પીતો નહિ અને કાર્યથી પરવારી હરીકથામાં જતો.

એક દિવસ મલજી કથામાંથી ઘેર આવ્યો; વાળુ કરી

ઓટલા ઉપર બેઠો બેઠો માળા ફેરવ્યા કરતો હતો અને કથાનું મનન કરતો હતો.

"ક્ષમા એ ઉત્તમ ભૂષણ છે, દયા રાખવી એ ઇશ્વરી પ્રીતિનું સાધન છે અને દાન એ મહત્ પુણ્ય છે" એ તે દિવસની કથાનો સાર હતો. માળાની ધૂનમાં અને વિચારની શ્રેણીમાં મલજી અર્ધનિદ્રિત સ્થિતિમાં પડયો. "મલજી, મલજી, હું કાલ ત્હારા ઘર પાસે આવીશ, જાગ્રત રહેજે" આવા શબ્દના ભણકારા તેને વાગ્યા. આંખો ઉઘાડી જુવે છે તો કાંઈ નહિ: પરન્તુ એ ભણકારા હજી વાગતાજ હતા.

બીજે દિવસે સ્હવારે નિત્યકર્મ કરી ચુલા ઉપર ગરમ પાણી મૂકી પોતાનું કામ કરવા લાગ્યો. કામ કરતાં કરતાં પણ મલજીનું મન પેલા શબ્દોમાંજ હતું અને સંચા ઉપર બેઠાં બેઠાં રોજના કરતાં દશ ગણી વધારે વખત રસ્તા ઉપર નજર નાંખતો હતો.

પોષ માસ ચાલતો હતો; કકડતી ઠંડી પડતી હતી, સ્હવારનો વખત હતો, વાઘરીઓ ટાઢમાં ધ્રુજતા સડકો છાંટતા હતા. પાસે આવેલા દરવાજા પાસે પોલીસ અને મ્યુનીસીપાલીટીના સિપાઇઓ દેવતા સળગાવી આગળ પાછળ બેસી હોકો પીતા લડાકા મારતા હતા. મલજીએ પોતાનું કામ કરતા બ્હાર જોયું તો એક વૃદ્ધ માણસ ત્યાં ફરતો હતો. આ જોઈ શ્રીકૃષ્ણ પરમાત્મા–વાર્તામાં સાંભળીએ છીએ

તેમ—વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈ ગઈ રાત્રીનું નિદ્રિત અવસ્થાનું સ્વપ્ન ખરૂં પાડવા આવ્યા; એમ ધારીને જોયું તો પાણી છાંટનાર વૃદ્ધ વાઘરી હતો. "અરે દૈવ—મ્હારી આંખ્યો પણ જવા આવી" એમ નિશ્વાસ નાખી જાગ્રત થઈ ફરીને ઘંઘે લાગ્યો.

મલજીએ થોડીવાર પછી જોયું તો તે વાઘરી એના ઘર પાસે બેભાનાવસ્થામાં પડયો હતો. ટાઢે શરીર જકડાઇ ગયું હતું, પાણીની ડોલ એક બાજુ પડી હતી અને નળમાંથી પાણી વહ્યા જતું હતું. આ દેખાવ જોતાં

आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पण्डितः ।

'સર્વ પ્રાણી માત્રને પોતાના જેવાંજ ગણે છે તેજ પણ્ડિત છે' એ વિચાર તેને ઉત્પન્ન થયો અને "પાણી ઉકળે છે તો જરા મરી વિગેરે નાંખી ઉકાળો કરી આ માણસને પાઉં" એવો વિચાર થતાંજ નિચે ઉતરી સારવાર કરી વાઘરીને ઘરની અંદર બેસાડયો. સઘડી સળગાવી ગરમાવો કર્યો અને પ્રેમપૂર્વક ઉકાળો આપી ચેતનમય કર્યો. એક પ્યાલો બસ નથી એમ માની બીજો પ્યાલો આપ્યો એટલે પેલો વાઘરી થોડીવારે ટટાર થયો. વાતમાં ને વાતમાં મલજીએ રાત્રીએ આવેલા સ્વપ્નાની, શબ્દના ભણકારાની, ઇશ્વરની વિદુરની ભાજી, સુદામાનાં તાંદુલ, શબરીનાં બોરની વાતો કહી. વૃદ્ધ વાઘરી જેણે આ કશું કદાપિ સાં-

ભળ્યું નહોતું તે તો પ્રભુકથાથી માત્ર ઈશ્વર પ્રીત્યર્થે દયા લાવનાર મલજીની વર્તણુકથી દિઙ્ગમૂઢ થઈ ગળગળો થયો. અંતે રજા માગી રસ્તે પડયો.

મલજી પાછો કામે લાગ્યો. વાઘરીને મદદ કરી માટે સંતુષ્ટ થયો અને રાત્રીનું સ્વપ્ન ફલીભૂત થશે કે કેમ એ વિચારે પ્રત્યેક પળે શ્રીકૃષ્ણ પરમાત્મા અમૂક રૂપે આવશે એમ આશા રાખતો વખતો વખત બ્હાર ડોકીયાં કરતો હતો.

* * * *

બે ભૈયાઓ લશ્કરી પોશાકમાં સ્ટેશન તરફથી ગામમાં ગયા; એક રબરટાયરની ગાડીમાં પારસી બાનુ સ્ટેશન તરફ ગયાં; બે જુવાનો તડાકા મારતા પાસેની ચાની હોટેલમાં પેઠા. થોડીક વારે ઝીણા ફાટી ગયેલા લુગડાવાળી અને કેડમાં રોતું છોકરૂં છે એવી એક આધેડ સ્ત્રી ધીરે ધીરે ચાલતી ત્યાં આવી ઉભી. ન્હાના બાલકને ટાઢથી બચાવવા ફાટેલા લુગડાનો છેડો વખતો વખત ઓરાઢતી; ભૂખથી પીડિત બાલક ધવરાવવા ફાંફાં મારતી, પરન્તુ ખોરાક વિના દૂધ ક્યાંથી આવે ? ને દૂધ ન આવે તો બાલકની ભૂખ ક્યાંથી મટે ! તેમજ ભૂખ ન મટે ત્યાં સૂધી તે છાનું પણ શાનું રહે ? મલજીને દયા આવી. તે સ્ત્રીને બુમ પાડી ઘરમાં આવવા કહ્યું. બુમ સાંભળી ગરીબ બિચારી સ્ત્રી ગભરાઈ, પરન્તુ મલજીનાં વચ શબ્દ અને કોમળ અંતઃકરણ જોઈ

અંદર દાખલ થઈ.

"બ્હેન ! આ પાટ ઉપર બેસ, થાક ખા અને બાલકને ધવરાવ."

"ભાઇ ! ત્રણ ત્રણ દિવસનો ઉપવાસ છે, તો પછી શી રીતે ધવરાવું."

મલજી તરત ઉઠયો. ઘરમાંથી બાજરીના બે રોટલા, અથાણું, મીઠું લાવ્યો અને પેલી સ્ત્રીને સુખેથી ખાવા કહ્યું. બ્હાર જઇ અચ્છેર દૂધ લાવી તે બાલકને પીવરાવ્યું, પેલી સ્ત્રી પાસેથી બાલક લઈ લીધું અને "મ્હારે પણ છોકરો હતો" એટલું કહી બાલકને ચપટીથી, ઓઠોને આંગળી અડકાડી, મ્હોમાં આંગળી આપી રમાડવા લાગ્યો. નિર્દોષ બાલક આ રમતથી રોતો રહી ગયો અને સ્હેજ હસવા લાગ્યો. આ સ્થિતિ જોઇ ત્હેની માતાને શું થયું હશે તે તે કહેવા કરતાં તે સ્થિતિ અનુભવનારી વિશેષ સ્હમજી શકશે. બાલકને રમતમાં જોઈ માતા આનંદ પામી અને બે રોટલા ખાઈ પાણી પી શાન્ત થઇ. તે કોણ હતી તે પ્રશ્નના ઉત્તરમાં ત્હેણે નીચે પ્રમાણે જણાવ્યું.

"હું જાતે બ્રાહ્મણ છું. મ્હારો ધણી મુમ્બાઇના એક શેઠીઆની સાથે રસોઇ કરવા આફ્રિકા ગયો છે. અને બાર મહિના થવા આવ્યા છતાં કાંઇ ખરખબર આવ્યા નથી. આટલો બાલક છે. ઘરનું સર્વસ્વ વેચી અત્યાર સૂધી ન-

ભાગ્યું, હવે મ્હારી પાસે પાઇ નથી. દાઇ તરીકે રહેવા બહુ ફાંફાં માર્યાં, પરન્તુ સ્ત્રી જાતીને કેટલી મુશીબતો વેઠવી પડે છે એ તમે જાણો છો. ધણી વિનાની સ્ત્રીને માથે હજાર આળ આવે છે. નોકરી મળે છે ત્યાં માણસો સારાં નથી હોતાં, નેં નહી તો મળતી નથી. મ્હારી એક સગીએ રસોઇની નોકરી ખોળી છે, પણ ત્હેને હજી મહિનાની વાર છે. ઇશ્વર મૃત્યુ આપે તો સારૂં ફક્ત આ બાલકને માટે જીવ બળે છે."

"શું ત્હારી પાસે કાંઈ કપડાં પણ નથી."

"કયાંથી હોય! ગઈ કાલેજ શુક્રવારમાં ફાટલું ધોતીયું વેચી આના દૂધના પૈસા પેદા કર્યા."

મલજી ઉઠયો અને જુનાં લુગડાંની પેટીમાંથી એક ન્હાનો કબજો કાઢી આપ્યો.

"ભાઈ! ઇશ્વર ત્હમારૂં કલ્યાણ કરો! ઇશ્વરેજ ત્હમારા ઘર પાસે આવવા સૂઝાડયું, નહિ તો આ બાલક ટાઢથી કયારનુંએ મરી ગયું હોત. પરમેશ્વર ત્હમારા દીલમાં વસ્યો હશેજ."

'હા, ઈશ્વરે મ્હારા દિલમાં વાસ કર્યો છે. હું બ્હાર નકામાં ડોકીયાં નહોતો કરતો;" આટલું કહી સ્વપ્નની વાત કહી.

"ભાઇ! એમ બને એમાં નવાઇ નથી. ઈશ્વર ગમે

તે રૂપમાં આવવા સમર્થ છે. ભાઈ હવે હું જાઉં છું."

મલજીએ બે આનાના પૈસા આગ્રહ કરી પેલી સ્રીને આપ્યા અને માતાપુત્ર રવાના થયાં.

*  *  *  *  *

તે સ્રીના ગયા પછી મલજી જમ્યો અને પાછો કામે લાગ્યો. આમ છતાં ત્હેની નજર રસ્તા ઉપર હતી. એટલામાં "લ્યો રે જામફળ" કરતી એક સ્રી આવી. માથા ઉપર જામફળનો ટોપલો હતો, અને ખભા ઉપર લાકડાના ન્હાના પાંચ સાત કકડા હતા, એક ખભા ઉપર ભાર વધારે લાગવાથી ખભો બદલવાની ઇચ્છાએ ટોપલો હેઠળ મૂકયો અને કકડા એક ખભેથી બીજે ખભે નાંખ્યા. આ દરમિયાન એક અટકચાળા છોકરાએ એક જામફળ ઉપાડી દોડવા માંડયું. જેવો દોડવા જાય છે કે તરતજ લાકડાં હેઠળ નાંખી પેલી સ્રી છોકરા પાછળ દોડી ને હાથ પકડી જામફળ લઇ ધમકાવવા લાગી. એ છોકરા અને તે સ્રી વચ્ચે બોલાબોલી ગાળાગાળી ચાલી. લોક ભેગું થયું. મલજી નીચે આવી તે સ્રીને કહેવા લાગ્યો.

"જવા દે! ત્હારૂં જામફળ આવ્યું છે, હોય નાનું બાલક છે."

"એમ શેના જવા દે! મફતનું આવતું હશે? એમ તો ટેવ પડે. પોલિસને બોલાવવા દે."

" પોલીસને બોલાવી શું કરીશ ? હવે નહિ કરે." આટલું કહી છોકરાને સ્હેજ ધમકાવ્યો અને હવે નહિ લઉં એમ કહેવરાવ્યું.

" એટલું કહે કેમ જવા દઉં ? એમ માફ શેના કરે? એવાને તો પુરતી સજા થવી જોઇએ."

" તું એક બાલકને જવા દેતી નથી તો આપણે દર-રોજ હજારો ગુના કરીયે છીએ તેને ઈશ્વર કેમ માફી આપશે ?"

" હા એ બધું ખરૂં. પણ એમ તો છોકરાં બગડી જાય."

" એમ છોકરાં ન બગડે તે જોવાનું આપણા જેવા મોટાનું કામ છે."

" તમે કહો છો તે બરાબર છે. મ્હારે સાત છોકરાં હતાં ત્હેમાંથી હાલ એક છોકરી જીવતી છે. બધાં છોકરાં સંભારૂં છું ત્યારે છાતી ભરાઇ આવે છે. ખરેખર મ્હને છોકરાં બહુ વ્હાલાં લાગે છે."

" ત્યારે આ નાના છોકરાના ઉપર હાથ ઉગામતાં એ વિચાર ક્યાં ગયો હતો ?"

પેલી સ્ત્રીથી કાંઈ જ બોલાયું નહી અને ટોપલી માથે મૂકી ચાલતી થઇ.

* * * * *

મલજી ઘરમાં આવ્યો અને કામે લાગ્યો. સંધ્યાકાળે

ફાનસમાં દીવા થયા તે વેળા ઉઠયો અને બત્તી સળગાવી. થોડુંક શિવવાનું બાકી હતું તે પુરૂં કરી ચંદ્રમાના અજવાળામાં પથારી પાથરી સૂતો. સૂતાં મન શાન્ત થયું. ગઈ કાલનું સ્વપ્નું અને આજનો ઇતિહાસ સ્મરણપથમાં આવ્યો. અર્ધનિદ્રિત સ્થિતિમાં પડયો. સ્વપ્નામાં “ મલજી, મલજી, મ્હને ઓળખે છે ? ” એ શબ્દ કાને પડયા.

“ કોણ છે ? ”

“ હું. ”

વૃદ્ધ વાઘરીની આકૃતિ દેખાઈ, થોડીકવાર ઉભી અને ચાલી ગઇ. બીજીજ પળે બાલકની સાથે એક સ્ત્રી દેખાઈ. સ્ત્રીનું મ્હો હસતું હતું; બાલકની શ્વેત દંતકળીયો દેખાતી હતી.

જામફળવાળી સ્ત્રી અને છોકરો દેખાયાં, અદૃશ્ય થયાં. આ ચિત્રથી મલજીનું હૃદય આનંદ અનુભવવા લાગ્યું અને એક ચિત્રપટ ઉપર નીચેના અક્ષરો વાંચ્યા.

“ ન્યાત જાતનો તફાવત રાખ્યા વિના, કોઈ પણ તરેહના ઐહિક સુખની આશા રાખ્યા વિના, કેવળ મ્હારે જ માટે મ્હારા ઉપરની પ્રીતિ ખાતર ક્ષુધિતને અન્ન આપી, પીડિતને આશ્રમ આપી, સંતોષ્યા તે મ્હને જ સંતોષ્યા બરાબર છે. મ્હને મેળવવાનો એજ ઉત્તમ રસ્તો છે. ”

“ જયાં સ્નેહ છે ત્યાં જ હું છું. ”



# સુરતની ધર્મશાળા.



એક સમય એવો હતો કે સુરત બંદર તરીકે જગવિખ્યાત હતું. ગુજરાતનું મુખ્ય શહેર હતું અને જેમ હાલમાં મુંબાઈમાં પચરંગી પ્રજા જણાય છે, તેમ સુરતમાં દુનીયાના જૂદા જૂદા વિભાગના વહેપારી મુસાફરો આવી વસતા, બે ચાર દિવસ રહેતા અને ચાલ્યા જતા. જે વખતે સુરતની આવી જાહોજલાલી હતી, તે વેળાએ બુરાનપુરી ભાગોળ આગળ એક વિશાળ ધર્મશાળા હતી. આ ધર્મશાળામાં પરદેશીઓ ઉતરતા અને રાતના તેમજ દિવસના એકઠા મળતા, અફીણ કાવો હોકોપાણી ચાલતાં અને આનંદ કરતા.

એક દિવસ આ ધર્મશાળામાં એક ઇરાની તત્વવેત્તા આવી પહોંચ્યો. આ તત્વવેત્તાએ પોતાનું આખું જીવન ધર્મનાં પુસ્તકો વાંચવામાં, ઈશ્વર કોણ છે, શું છે, વગેરેનો વિચાર કરવામાં, લખવામાં ગાળ્યું હતું; તે એટલે સૂધી કે એના એ વિચારમાં ઈશ્વર છે કે કેમ ત્હેનો પણ એને શક પડયો. ઇરાનના શાહને તે નાસ્તિક જણાયો અને અન્તે ત્હેને દેશપાર કાઢયો.

આ તત્વવેત્તા ઈશ્વર સંબંધીના વિચારમાં એટલો તો ડુબી ગયો કે તેનું મગજ ભમી ગયું અને પોતે અક્કલ

ગુમ કરી છે, એમ માનવાને બદલે વિશ્વને કાબુમાં રાખનાર કોઇ શક્તિ છેજ નહિ અને જગત ગાંડુ છે એમ માનવા લાગ્યો. આ તત્વવેત્તાની પાસે એક સીધી ગુલામ હતો. આ ગુલામ ધર્મશાળામાં જ ઓટલા ઉપર બેઠો હતો, બણુચક જેવો આમતેમ ડાફરીયાં મારતો હતો અને માખીઓથી કંટાળી તેમને ઉરાડતો હતો, તે ઇરાની તત્વવેત્તાએ અફીણની એક ગાંગડી મોંમાં મૂકી અને ઉપર બેચાર શેરડીના કકડા ખાધા. તત્વવેત્તાનું મગજચક્ર ફરવું શરૂ થયું ને ગુલામને પૂછયું. " અરે! બદમાશ! ઇશ્વર છે કે કેમ? તું શું ધારે છે?"

'હા! જનાબ! છે.' એટલું કહી કેડેથી એક ન્હાની લાકડાની મૂર્તિ કાઢી અને બોલ્યો " જનાબ! આ પરમેશ્વરે મ્હારૂં નાનપણથી રક્ષણ કર્યું છે, અને જે લાકડાની આ મૂર્તિ છે તે લાકડાના ઝાડની પૂજા અમારા દેશમાં હરરોજ કરવામાં આવે છે."

ગુલામ અને શેઠ વચ્ચેની વાતચિત ધર્મશાળામાંના બીજા લોકો પણ સાંભળતા હતા. તેઓ પેલા તત્વવેત્તાના સવાલથી જેટલા આશ્ચર્ય પામ્યા નહોતા તેટલા પેલા ગુલામના ઉત્તરથી ચકિત થયા હતા. આ ધર્મશાળામાં એક બ્રાહ્મણ બેઠો હતો તે બોલી ઉઠયો.

" અજ્ઞાન—કેવળ અજ્ઞાન! શું આમ ઈશ્વરને કેડે ખોસી

જયાં ત્યાં લઇ જવાતા હશે ! ઈશ્વર એકજ બ્રહ્મ સ્વરૂપ છે, આત્મા વિશ્વથી પણ મહાન છે, બ્રહ્મ એક છે. સર્વશક્તિમાન્ છે, એના એક ચિન્હ તરીકે પવિત્ર ભાગીરથીના કિનારા ઉપર વિશ્વેશ્વરનું દેવાલય બંધાયું છે. એ વિશ્વનાથના સેવકો બ્રાહ્મણો અહર્નિશ તેમનું પૂજન કરે છે અને એઓજ પરમેશ્વરને બ્રહ્મને ઓળખે છે. જગતમાં આટલા બધા પરાવર્તન થયા છતાં હિંદુસ્તાનમાં બ્રાહ્મણો સામ્રાજ્ય ભોગવતા આવ્યા છે, કારણ કે તેઓજ ઇશ્વરને ઓળખી શકયા છે અને બ્રહ્મની ત્હેમના ઉપર કૃપા છે." આટલું બોલી બ્રાહ્મણ મુગો રહ્યો. એના મનથી તો પોતે જય મેળવ્યો હોય એમ લાગ્યું. એટલામાં એક યાહુદી વડેપારી બોલી ઉઠયો, "કેવી મુર્ખાઈ ! ખરા સાચા પરમેશ્વરનું મંદિર હિંદુસ્તાનમાં છે જ નહીં, તેમજ પરમેશ્વર હિંદુઓને–બ્રાહ્મણોને ચહાતોજ નથી. બ્રાહ્મણોનો ઇશ્વર તે સાચો છેજ નહિ, પણ અમારા અબ્રહીમ ઇઝક યને જેકબનો દેવ તેજ પરમેશ્વર. જગતની શરૂઆતથીજ અમારી પ્રજા ઈશ્વરને વ્હાલી છે. અમે હાલ એક સ્થળે નથી પણ પૃથ્વી ઉપર વીખેરાઈ ગયા છીએ, પણ તેમાં ઇશ્વરનો શુભ હેતુ છે. અમારો પરમેશ્વર પાછો અમને બધાને એક દિવસ જેરૂસલમમાં એકઠા કરશે અને વિશાળ ભવ્ય મંદિરમાં ઈઝરાયેલ ફરીને એક વાર જગત ઉપર સામ્રાજય ભોગવતા થશે." આટલું બોલતાં તે યાહુદીની આંખ ભીની થઈ

અને બોલતાં બોલતાં હૃદય ભરાઇ ગયું.

આ ડાયરામાં એક ઈટાલીયન હતો તેનાથી યાહુદીની પતરાજી સંભળાઈ નહિ. તે આગળ આવી કહેવા લાગ્યો.

" ત્હમારૂં કહેવું તદ્દન ખોટું છે. ત્હમે પ્રભુને અન્યાયી ઠરાવો છો. શું પરમેશ્વર ત્હમારીજ પ્રજાને ચાહ્ય ને બીજાને નહિ એવો પક્ષપતી માનો છો? પરમેશ્વર ઈઝરાયેલને વ્હાલી પ્રજા ગણુતો હશે પણ આજ કાલ કરતાં ઓગણીસો વર્ષો થયાં તે પ્રજાએ ઈશ્વરનો કોપ વ્હોરી લીધો છે, અને તેથીજ ત્હમારા લોકને જ્યાં ત્યાં ભાગી જવું પડે છે અને હાલ ગણી ગાંઠી સંખ્યામાં છો. પરમેશ્વર અમૂક પ્રજાને ચાહ્ય છે એમ નહિ, પરંતુ રોમન કેથોલીક મત માને છે અને સમજે છે ત્હેમનુંજ રક્ષણ કરે છે, બીજાનું નહિ, "

એટલામાં ત્યાં એક પ્રોટેસ્ટંટ ધર્મનો પાદરી બેઠો હતો તે બોલ્યો.

" માત્ર રોમન કેથોલીકનેજ મુક્તિ મળે છે એવું કહી કેમ શકાય! બાયબલમાં કહ્યા પ્રમાણે શુદ્ધ રીતેએ જે પ્રભુને ભજે છે ત્હેમને જ મુક્તિ મળવાની. "

એટલામાં ત્યાં ગોદીના ઉપર સૈયદ બાવામિયાં બેઠા હતા, તે હોકાની નળી હાથમાં રાખી આગળ આવી બોલ્યા.

" ત્હમારા બધાના અભિપ્રાય કેવળ ખોટા છે. ત્હમારા ધર્મ હયાત નહોતા તે વખતે જ અમારા પયગમ્બર સા-

હેબે જગતમાં ખરો ધર્મ ફેલાવ્યો હતો. અને એ ધર્મ યુરોપ, ચીન. હીંદુસ્તાન, એશીઆના સર્વ ભાગોમાં પ્રસર્યો છે. તમે એમ કહો છો કે યાહુદી ઉપર પરમેશ્વરની ખફા છે અને ત્હેને લીધે તે પ્રજા નરમ થઇ છે તે વાત ખરી પરંતુ અમારો મુસલમાન ધર્મ કેટલો ફેલાતો જાય છે! હમણાંજ બે હિંદુ અને એક તમારો ગોરો અમારા ધર્મમાં દાખલ થયા છે. ખોદાના પયગમ્બર મહમદના ફેલાવેલા ધર્મ શિવાય બીજા ધર્મ ખોટા છે ને બીજા ધર્મ માનનારાને કદિ પણ બેહસ્ત મળવાનું નથી."

આ ધર્મશાળામાં સુની, શિયા, જૈન, રામાનુજ, વૈષ્ણવ, કબિરપંથી, સીધી, જાપાની, પારસી વગેરે હતા અ- અને દરેક જણ પોતાનો ધર્મ સારો, અને એજ ધર્મ શિવાય મુક્તિ નથી, એમ દર્શાવવા યત્ન કરવા લાગ્યા.

આમ ગરમાગરમી તકરાર ચાલતી હતી ત્યાં ખુણામાં એક ચીનો બેઠો બેઠો સાંભતો હતો, તે ચીનના મહાત્મા કોન્ફ્યુસીઅસનો અભ્યાસી હતો.

પેલા સૈયદે ત્હેને જોયો અને બોલાવ્યો.

"ત્હમે કેમ બોલતા નથી? ત્હમે મારા મતને મળતા હો એમ લાગો છો. ત્હમારા ત્યાંના જે વહેપારીઓ અહીં આવે છે તે કહે છે કે ત્હમે બધા ધર્મમાં મુસલમાન ધર્મજ વધારે પ્રસંદ કરો છો. તો પછી ત્હમારે જે કહેવું

હોય તે કહો અને પયગમ્બર સાહેબને માટે અભિપ્રાય દર્શાવો.

ધર્મશાળામાં બેઠેલા તમામે પેલા ચીનાને આગ્રહ કર્યો.

ચીનો થોડીવાર શાન્ત રહ્યો, અને પછી આંખો મીચી અદબવાળી ધીરેથી બોલ્યો.

“ સાહેબો ! ધર્મશ્રદ્ધાના સંબંધમાં માત્ર અભિમાન, પોતાનો કક્કો ખરો, એ વિચારને લીધેજ આટલા મતફેર, આટલો વાદવિવાદ થાય છે એમ મારૂં માનવું છે. જો ત્હમને કંટાળો ન આવે અને સાંભળવા મરજી હોય તો હું એક વાત કહું છું તે સાંભળશો તો સર્વ ખુલાસો થશે.

હું અહીં ઇંગ્રેજી સ્ટીમરમાં આવ્યો હતો. આ સ્ટીમર દુનિયાના મોટા મોટા ભાગમાં ગઈ હતી. રસ્તામાં પાણી માટે સુમાત્રાના બેટ પાસે લંગરી હતી. સુમાત્રા પહોંચ્યા ત્યારે ખરો બપોર હતો. અમે કિનારે ઉતરી ત્યાં નાળીયેરીના વનમાં પેઠા. પાસેજ એક ન્હાનું ગામ હતું. અમે જુદા જુદા દેશના વતની હતા અને નાળીયેરીના વનમાં દરિયા કિનારે ગપ્પાં મારતા બેઠા. અમે બેઠા હતા ત્યાં એક આંધળો માણસ આવ્યો. તપાસ કરતાં ખબર પડી કે સૂરજનો તાપ શું હશે, શેનો બનેલો હશે, તેની તપાસ કરવામાં સૂરજની સામે ને સામે જોઇ રહેવાથી તે આંધળો થયો હતો. તે શોધ કરતાં કરતાં બબડયો હતો કે—

'સૂરજનું તેજ પ્રવાહી નથી, કારણ પ્રવાહી હત તો એક વાસણમાંથી બીજા વાસણમાં નાખી શકાત, અને પાણીની પેઠે હલાવી ચલાવી શકાત. અગ્નિ પણ નથી, કારણ અગ્નિ હત તો પાણીમાં પડતાંજ તે બુઝાઈ જાત. તેજ એ કાંઈ ચેતન નથી. ચેતન હત તો આંખથી દેખાત નહી. એ એક જડ વસ્તુ નથી, નહિ તો તે ખસેડતાં ખસી શકત. તેજ પ્રવાહી નથી, અગ્નિ નથી, ચેતન નથી, જડ નથી, એટલે વસ્તુતઃ કંઈજ નથી.' આમ વિચાર કરી નિર્ણય ઉપર આવી, સૂરજના સામું ટીકીટીકીને જોવા લાગ્યો, ને આંધળો થયો ત્યારે ત્હેને ખાત્રી થઇ કે સૂરજ એવી વસ્તુજ નથી. આ આંધળાની સાથે એક નોકર હતો. એ નોકરે પાસે પડેલું સુકું નાળીયર લીધું. નાળીયેરના રેશાની વાટ બનાવી અને કોપરેલ તેલ કાઢી તેમાં બોળી બત્તી કરી. નોકર બત્તી બનાવતો હતો ત્યાં પેલા આંધળા માણસે નિશ્વાસ મૂકયો ને બબડયો.

'ચેલક! મ્હેં ત્હને નહોતું કહ્યું કે સૂરજ જેવું કાંઈ છે જ નહિ? કેટલું બધું અંધારૂં છે? છતાં લોકો કહે છે કે સૂરજ છે. મૂર્ખો માન, પણ ધાર કે સૂરજ છે તો તે કેવો છે?"

નોકર—સાહેબ! તે હું જાણતો નથી એ જાણવાનું મારૂં કામ નથી, પણ તેજ શું તે હું જાણું છું. જુઓ, આ

બત્તી સળગાવી એના પ્રકાશથી રાત્રે તમને કહો ત્યાં લઈ જાઉં અને કહો તે ખોળી આપું. આ મારો સૂરજ.

એટલામાં પાસે બેઠેલો લંગડો—બે પગે અપંગ—હરયો ને બોલ્યો.

"હે ભાઇ! ત્હમે જન્મના આંધળા લાગો છો કે સૂરજને નથી ઓળખતા? સૂરજ કેવો છે તે હું કહું. સૂરજ એ અગ્નિનો ગોળો છે. તે પુરવ દિશામાં આપણા દરિયામાંથી દર સવારે નિકળે છે, ને સાંજે પશ્ચિમમાં આપણા પર્વતની પાછળ સંતાઇ જાય છે. અમે આજ વર્ષોથી એમ જોઇએ છીએ ને ત્હમને આંખો હોત તો ત્હમે પણ જોઇ શકત." ત્યાં આગળ એક માછી બેઠો હતો ત્હે-નાથી રહેવાયું નહિ. તે બોલી ઉઠયો.

"ભાઇ! ત્હમે પગે અપંગ એટલે આ બેટની બ્હાર કદિ ગયા લાગતા નથી. ત્હમે મ્હારી પેઠે વહાણમાં બેસી મુસાફરી કરી શકતા હોત તો સૂરજ શું છે તે સમજત. સૂરજ દર સવારે દરિયામાંથી નિકળે છે એ વાત ખરી, પણ સાંજે પર્વત પાછળ સંતાતો નથી. પાછો દરિયામાંજ જાય છે. હું ખરૂં કહું છું. દરિયામાં ફરતાં હું રોજ આમ જોઉં છું."

એટલામાં ત્યાં એક હિંદુ બેઠો હતો તે ચીડાઇ ગયો ને બોલ્યો. "ત્હમારા જેવા સમજુ થઇ આમ અક્કલ વગ-

રની વાત કરો છો તે જોઈ હું દીલગીર થાઉં છું. અગ્નિનો ગોળો દરિયામાંથી નિકળતાં કે જતાં ઓલવાઇ ન જાય ? સૂરજ કંઇ અગ્નિનો ગોળો છે જ નહિ. એ તો સૂર્ય નારાયણ દેવ છે. તેઓને રથમાં બેસાડી અરૂણ સારથી દરરોજ મેરૂ પર્વતની આસપાસ ફેરવવા લઇ જાય છે. વળી કોક વેળા રાહુ અને કેતુ રાક્ષસો એ દેવને ગળી પણ જાય છે. પણ તે દિવસે અમારા બ્રાહ્મણો પ્રાર્થના કરે છે ત્યારે સૂર્ય નારાયણનો છુટકારો થાય છે. ત્હમારા જેવા મુર્ખો—જેમણે બીજા દેશો જોયા નથી તેઓજ એમ માને છે કે સૂરજ એકજ દેશમાં દેખાય છે.”

એટલામાં ઇજીપ્તનો વહાણવટી ત્યાં હતો તેણે કહ્યુ.

“ના. ત્હમારૂં કહેવું જુઠું છે. સૂરજ કોઇ દેવ નથી ને હિંદુસ્તાનના મેરૂ પર્વતની આસપાસ ફરતો નથી. મ્હેં કાળા સમુદ્ર, અરબસ્તાન, માડાગાસ્કર, ફીલીપાઇન વગેરે વગેરે ભાગોમાં મુસાફરી કરી છે. સૂરજ આખા જગત ઉપર પ્રકાશ પાડે છે. અને નહિ કે એકલા હિંદુસ્તાન ઉપર માત્ર. તે પર્વતની આસપાસ ફરતો નથી. પૂર્વમાં જાપાનના બેટોની પેલી બાજુ ઉગે છે પશ્ચિમમાં ગ્રેટબ્રીટનના બેટોની પેલી બાજુ આથમે છે. આટલાજ માટે જાપાનીયો પોતાના દેશને ‘સૂર્યની જન્મભૂમિ’ માને છે. હું જાતે આ બધું જાણું છું ને મ્હારા બાપે દુનિયાની અનેકવાર મુસાફરી કરી

છે. ત્હેણે પણ એમજ કહ્યું હતું."

ઇજીપ્તનો વહાણવટી બોલવા ચહાતો હતો; પણ એટલામાં એક અંગ્રેજ મુસાફર વચમાં બોલી ઉઠયો, "અમે અંગ્રેજો સૂરજને વિષે જેટલું જાણીયે છીએ તેટલું દુનિયામાં કોઇ જાણતું નહિ હોય. સૂરજ અમુક ઠેકાણેથી ઉગતો જ નથી ને અમુક જગાએ આથમતો નથી. તે તો પૃથ્વીની આસપાસ ફરે છે. આની અમને ખાત્રી થઇ છે. કારણ હમણાં જ હમે પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યા છીએ, અને સૂરજ પૂર્વમાં ઉગી પશ્ચિમમાં અસ્ત પામતો જોયો છે." આટલું કહી લાકડી વતી રેતીમાં સૂરજની ગતિની આકૃતિ કાઢી સમજાવવા લાગ્યો, પણ સમજાવી ન શકવાથી બોલ્યો "હું જાણું છું તે કરતાં આ ખલાસી સારી પેઠે જાણે છે ને એ સમજાવશે."

ખલાસી અત્યાર સૂધી સાંભળ્યા કરતો હતો તે શાન્તિથી બોલ્યો—"ભાઇઓ! ત્હમે એક બીજાને સમજી શકતા નથી અને ત્હમે બધા છેતરાઓ છો. કાંઇ સૂરજ પૃથ્વીની આસપાસ ફરતો નથી પણ પૃથ્વી સૂરજની આસપાસ ફરે છે અને પૃથ્વી ત્હેની ધરી ઉપર ફરે છે, અને એ પ્રમાણે ચોવીસ કલાકમાં જાપાન, ફીલીપાઇન, સુમાત્રા, હિંદુસ્તાન યુરોપ, આફ્રિકા, અમેરીકા સૂરજ તરફ આવી જાય છે ને પ્રકાશિત થાય છે. જરાક આકાશનો અભ્યાસ કરો તો

ખરી વાત શું છે તે સમજાશે."

* * * * *

ચીનો—"ભાઈઓ! ધર્મને માટે પણ એમજ છે. માત્ર અજ્ઞાન–મિથ્યાભિમાનને લીધેજ આ તકરારો થાય છે. જેમ સૂરજનું તેમ પરમેશ્વરનું જાણવું. દરેકને પોતાને માટે–પોતાના દેશને માટે જૂદો પરમેશ્વર જોઇએ છીએ. દરેક પ્રજા પોતે બનાવેલાં મંદિરોમાંજ પરમેશ્વર છે, બીજે નહિ, એમ માને છે. જે મહાન વિશ્વમંદિર પ્રભુએ બનાવેલું છે તેવું મંદિર કોઈ પણ પ્રજા કોઈ પણ મનુષ્ય બનાવી શકે છે! બધાં મંદિરો આ ઇશ્વરના મંદિરનાં–વિશ્વમંદિરનાં અનુકરણ છે. દરેક મંદિરને ચોગાન, ઘુમ્મટ, દીવા, ચિત્રો, લેખો, ધર્મપુસ્તકો, વેદી, બ્રાહ્મણો, હોય છે. પરંતુ એવું એક મંદિર તો બતાવો જેને સમુદ્ર જેવું વિશાળ ચોગાન હોય! એવું એક પણ મંદિર બતાવો જેને આકાશ જેવો સુંદર ઘુમ્મટ હોય! સૂર્ય, ચંદ્ર, તારા, ગૃહ જેવા દીવા હોય! પશુ પ્રાણી જંતુ જેવાં ચિત્રો, વૃક્ષ વેલા જેવી કોતરણી હોય! માણસ જાતના સુખને માટે જે વસ્તુઓ બનાવી છે તેવી બીજી વસ્તુઓ બતાવો! દરેક માણસના હૃદયમાં બતાવો; જગતના પ્રાણી માત્રને, એક બીજાને ઉચ્ચ નીચને, સાહાય્ય કરવામાં ને આત્મભોગ કરવામાં આવે છે ત્હેના જેવો યજ્ઞ–હોમ બતાવી શકશો? અને હૃદય રૂપી વેદી જેના ઉપર થયેલા યજ્ઞ ઇશ્વર સ્વીકારે છે એવી બીજી વેદી

તો બતાવો ? ઈશ્વર સંબંધી જેમ જેમ વિચાર ઉન્નત થતા જશે તેમ તેમ ઇશ્વરને બરાબર ઓળખી શકાશે. જેમ જેમ ઈશ્વર ઓળખાશે તેમ તેમ ઈશ્વરની સમીપ જવાશે અને ત્યારેજ ત્હેના પ્રેમનું, ત્હેની દયાનું, ત્હેની ભલાઈનું, અનુકરણ થશે.

આટલા માટે સૂર્યનો પ્રકાશ આખા વિશ્વમાં ફેલાયો છે એમ માનનારે– જાણનારે પોતાના હૃદય ઉપર પડતા સૂરજના એક કિરણને સૂરજ માનનારને હલકો ગણવાની જરૂર નથી. આંધળો હોય ને સૂરજ નથી એમ માને ત્હેને પણ ધિક્કારવાની જરૂર નથી. ”

ચીનાના આ શબ્દોથી ધર્મશાળામાં તમામ શાન્તિ પ્રસરી. બધા આશ્ચર્યચકિત થયા અને નમ્ર થઈ ચીનાના સામુંજ જોઇ રહ્યા.



# પાપી પાનાચંદ.



પાનાચંદના પિતા પાસે અઢળક ધન હતું, એકનો એક દિકરો હતો અને સોબતીઓ એવા મળ્યા હતા કે પાનાચંદ નાનપણથીજ સર્વ વાતે પુરો હતો. જુગાર, દારૂ, ચોરી વ્યભિચારમાં એક્કો હતો. એના જેવો વ્યભિચારી, કપટી, લુચ્ચો, દગાખોર, ખુની, વ્યસની ભાગ્યેજ બીજો હશે. બાલ્યાવસ્થાથી શરીરમાં હાલવા ચાલવાની શક્તિ રહી ત્યાં સૂધી પોતાના દુર્ગુણમાં રચ્યોપચ્યો રહેતો. છેવટે દુષ્ટ વાસના, દુષ્ટ વાતો કરીને પણ સંતોષ માનતો. આમ ને આમ સીત્તેર વર્ષની ઉમર થઇ, પરન્તુ તેણે એક પળવાર પરમેશ્વરનું નામ લીધું નહોતું, તો પછી સંભારે તો શેનોજ. દેવમંદિર કેવાં હશે તે જોયું નહોતું. પ્રભુનું, પરમેશ્વરનું નામ આવે તો તેના ઉપર કાળા લીટા કરતો. એક વખત તે માંદો પડ્યો, પથારીવશ થયો, પણ પશ્ચાત્તાપની નિશાની નહોતી. આમ કરતાં પાનાચંદનો અંતકાળ પાસે આવ્યો, અને તે સમયે તેના જીવને ખોળીયામાંથી નીકળતાં નવનેજા થયા. અંતે કોણ જાણે કેમ આટલું ખરા પસ્તાવાથી બોલ્યો, "હે! દયાનાથ ! કૃપા કર ને ક્ષમા આપ.' આટલું કહેતાંજ જીવ નિકળી ગયો.

પાનાચંદનો જીવ ઉડીને સ્વર્ગના બારણા પાસે આ-

વ્યો ને સ્વર્ગનાં બારણાં ખખડાવ્યાં.

અંદરથી અવાજ આવ્યો.

" સ્વર્ગનાં બારણાં કોણ ખખડાવે છે ? મૃત્યુલોકમાં શાં શાં કર્મો કર્યાં હતાં ? "

જગતમાં કરેલાં તમામ કર્મોની યાદી વંચાઇ. એક પણ સત્કાર્ય નહોતું.

અંદરથી અવાજ આવ્યો.

" પાપીઓને સ્વર્ગમાં પેસવાની મનાઈ છે, માટે અહીંથી ચાલ્યા જાવ. "

પાનાચંદનો જીવ બોલ્યો—" હે મહાત્મા ! હું આપનો અવાજ સાંભળું છું પણ જોઈ શકતો નથી. આપનું નામ કહેશો ? "

" હું વાલ્મિકી છું. "

પાનાચંદનો જીવ—" હે ! મહાત્મા ! મ્હારા ઉપર કૃપા કરો ! પરમકૃપાળુ પરમેશ્વરની દયા અગાધ છે તે તમે સમજો છો ને માણસ જાતની નબળાઇ આપ જાણો છો. આપનું જીવન કેવું હતું ? અરણ્યમાં તીર કામઠું લઇ જતા આવતા વટેમાર્ગુને મારી નાંખતા, લૂંટતા ને હજારો નિરાધાર પ્રાણીઓના નિસાસા લેતા તે દિવસો ભૂલી ગયા કે ? નારદઋષિની કૃપાથી આપને જ્ઞાન થયું, અને શ્રીરામચંદ્રનાં યશોગાન ગાઈ પુણ્યશાળી બન્યા તે દિવસો ભૂલી

જાઓ છો કે ! આપ જેવાને એવું થયું તો હમારા જેવા પામર પ્રાણીનું શું ગજું ? હવે પસ્તાઉં છું તે આપ સમજો છો, પછી દાખલ કરવામાં શો વાંધો છે ? ”

અંદરથી વળી બીજો અવાજ આવ્યો.

“ બ્હાર કોણ ઉભું છે ? ને જગતમાં ત્હેનું જીવન કેવું હતું ? ”

પાનાચંદના કર્મની યાદી ફરીને વંચાઈ અને એક પણ સત્કર્મ જણાયું નહિ એટલે અવાજ નિકળ્યો.

“ ચાલ્યો જા ! આવા પાપીઓ અમારી સાથે સ્વર્ગમાં રહી શકે એમ નથી. ”

જીવ—“ હે ભગવાન્ ! હું ત્હમારો અવાજ સાંભળું છું પણ દેખી શકતો નથી. આપનું નામ શું ? ” અંદરથી અવાજ આવ્યો “ હિરણ્યકશ્યપુ. ”

જીવ—“ હે રાક્ષસરાજ ! ત્હમને પ્રભુની દયાનો અનુભવ છે. ત્હમે પ્રભુને એટલા ધિક્કારતા હતા છતાં તેણે તો ત્હમારો ઉદ્ધાર કર્યો. માણુસની નબળાઈ–પામરતા સમજો છો. ત્હમે ગુરૂને, બાલકને, સ્ત્રીને, બ્રાહ્મણુને, પરમેશ્વરના ભક્તોને રીબાવી માર્યા હતા. આટલો વૈભવ–પૈસા છતાં દાન ધર્મ કર્યું ન હોતું અને મ્હારી પેઠેજ જીવન ગાળ્યું હતું, છતાં તેજ પ્રભુએ ત્હમારા ઉપર દયા કરી ત્હમને–ત્હમારા પાપને સંહારી ત્હમારો ઉદ્ધાર કર્યો છે તો ત્હમે

મ્હને દાખલ નહિ થવા દો ! જે દયા ત્હમને મળી તે દયા મ્હને નહિ આપો ! ”

અવાજ બંધ થયો ને સર્વત્ર શાન્તિ પ્રસરી. પાનાચંદના જીવને એમ થયું કે આ ફેરીતો બારણાં ઉઘાડશેજ, પણ આશા નકામી ગઇ. વળી અડધો કલાક વાટ જોઇ પાનાચંદના જીવે સ્વર્ગનાં બારણાં ઠેલ્યાં ને અંદરથી અવાજ આવ્યો—

“ કોણ છે ? ત્હમે કેવું જીવન ગાળી આવ્યા છો ? ” પાનાચંદના કર્મોની યાદી ત્રીજી વખત વંચાઈ, છતાં એક કામ—એક સત્કર્મ નિકળ્યું નહીં. અંદરથી અવાજ આવ્યો—

“ પાપી ! ચાલ્યો જા ! પાપીઓનો સ્વર્ગમાં પ્રવેશ થઇ શકતો નથી.”

“ હે દીનાનાથ ! આપનો અવાજ સાંભળું છું પણ આપનાં દર્શન થતાં નથી. આપનું નામ કહેવા કૃપા કરશો ? ”

“ હા ! મ્હારૂં નામ ગૌતમ બુદ્ધ છે. ”

પાનાચંદનો જીવ હર્ષથી વેંત વેંત કુદ્યો ને બોલ્યો “ હે પ્રભો ! હવે મ્હને અંદર દાખલ કરવામાં આવશે એ ખાત્રી છે. હે પ્રભો ! જગતમાં પરમ કૃપાળુ પરમેશ્વરનો સ્નેહ—પ્રાણી માત્ર ઉપરનો સ્નેહ—શી વસ્તુ છે તે ત્હમેજ દર્શાવનાર હતા. જ્યાં સ્નેહ ત્યાં ઇશ્વર, સ્નેહ એજ ઇશ્વર, તિર-

સ્કાર વૈર સામા તિરસ્કારથી નષ્ટ થતાં નથી પણ સ્નેહથીજ નષ્ટ થાય છે, એ સૂત્ર શિખવનાર આપજ છો. પ્રાણી માત્ર ઉપર, ઊંચ નીચ સર્વ ઉપર, સમાન પ્રીતિ રાખવા આપે નહોતું શીખવ્યું ? પ્રાણી માત્ર ઉપર, પાપી ઉપર પણ, સ્નેહ રાખવા, સ્નેહથીજ ઉદ્ધાર કરવા આપે બોધ નહોતો કર્યો ? તો પછી મારા ઉપર આપ તિરસ્કારની નજરે શી રીતે જોઇ શકશો ? આપે કોઇનો-પશ્ચાત્તાપથી શરણે આવેલાનો તિરસ્કાર કર્યો નથી, આપનો સ્નેહ કોઇને નથી મળ્યો એમ બન્યું નથી, તો પછી મ્હને કહાડી મુકવા આપ કેમ તૈયાર થયા છો ! કાંતો ! 'પાપી ઉપર પણ દયા સ્નેહ રાખો, દુશ્મનને પણ ચાહો' એ શબ્દ નથી બોલ્યા એમ કહો, અગર મ્હારા ઉપર દયા લાવી સ્નેહ રાખી અંદર દાખલ કરો. પ્રભો ! દયા કરો ! ક્ષમા કરો !" પાનાચંદની આંખમાંથી આંસુ વહ્યા જતાં હતાં, આંખો મીચાયેલી હતી. ત્યાં સ્વર્ગનાં દ્વાર ઉઘડયાં. સ્નેહમય ગૌતમ બુદ્ધ, જગતવંદનીય બુદ્ધદેવ દોડતા આવી પાનાચંદને ભેટયા અને સપ્રેમ સ્વર્ગમાં લઇ ગયા.



# જાત-મહેનત

અથવા

આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ.

સદાચરણ, રહેણી અને આગ્રહનાં દૃષ્ટાંતો સહિત.

કર્ત્તા.

સામ્યુઅલ સ્માઇલ્સ, એલ એલ. ડી.

ભાષાન્તર-કર્ત્તા.

સ્વ૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી.

મીઠી મીઠી વાતો, સદ્વર્તન, અને દરિયા પારના દેશોની

વાતો, અંગ્રેજી ઉપરથી રચનાર.

કિમ્મત. રૂ. ૬-૦-૦

# બાળકો માટે પુસ્તકો.

| | | |
|---|---|---|
| લૉર્ડ ચેસ્ટરફીલ્ડનો પુત્ર પ્રતિ ઉપદેશ. ... | રૂ. | ૧-૮-૦ |
| ભોજ અને કાલિદાસ ( સચિત્ર. ) ... | રૂ. | ૪-૦-૦ |
| શિશુસદ્બોધ માલા. ... ... | રૂ. | ૧-૪-૦ |
| નાટક કથારસ ... ... ... | રૂ. | ૧-૦-૦ |
| મધુબિન્દુ ... ... ... | રૂ. | ૧-૦-૦ |
| બાલકાવ્ય ... ... ... | રૂ. | ૦-૪-૦ |
| બાળકોનો આનંદ. ભાગ ૧ ... ... | રૂ. | ૦-૧૨-૦ |
| બાળકોનો આનંદ. ભાગ બીજો... ... | રૂ. | ૦-૧૨-૦ |
| નવરંગી બાળકો ... ... ... | રૂ | ૦-૮-૦ |
| બાલસ્વભાવ. ... ... ... | રૂ. | ૦-૧૨-૦ |
| ટુંકી કહાણીઓ ભાગ. ૧-૨ ... ... | રૂ. | ૧-૮-૦ |
| રત્નગ્રંથી ... ... ... | રૂ. | ૦-[illegible]૦-૦ |
| નવી જીંદગી. ... ... ... | રૂ, | ૩-૦-૦ |
| શેરલોક હોમ્સનું નવું પરાક્રમ.... ... | રૂ. | ૧-૦-૦ |
| બાળવાર્તા-નાની બોધક સરલ વાર્તાઓ... | રૂ. | ૦-૪-૦ |
| સચિત્ર વાર્તાવિનોદ-રમુજ આપે એવી ચિત્રો-વાળી ટુંકી, રસિક વાર્તાઓ. | રૂ. | ૦-૪-૦ |

**એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબાઇ.**